દેશભક્ત

# દાદાભાઈ નવરોજજી.



પ્રથમ આવૃત્તિ    પ્રત ૧૦૦૦.



સંવત ૧૯૬૩    સને ૧૯૦૫.



પ્રકાશક—છોટાલાલ દેસાઈભાઈ

અધીપતિ—"જ્ઞાનોત્તેજક."

અમદાવાદ.



મુલ્ય રૂ.૦-૪-૦ ચાર આના.

# દેશભક્ત

# દાદાભાઈ નવરોજજી.



આ આપણા દેશહિતેચ્છુ મહા પુરૂષનો જન્મ મુંબઇ નગરીમાં સંવત ૧૮૮૧ ના શ્રાવણ વદ ૭ રવીવાર અર્થાત્ તા. ૪ સપ્ટેમ્બર સને ૧૮૨૫ ના રોજ થયો છે. તેમનાં માતાનું નામ માણેકબાઇ હતું. તેમના પુર્વજો મોગલ પાદશાહના વખતમાં સારા પ્રતિષ્ઠિત હતા. તેમના પિતા આ મહાત્માને ચાર વર્ષના મુકી મરણ પામ્યાથી તેમની સંભાળ રાખવાનું સર્વ જોખમ તેમનાં માતુશ્રીને માથે તે વખતથી આવી પડ્યું હતું. ગુજરાતી ભાષાનું જ્ઞાન સાધારણ આપીને તેમને નિશાળમાંથી "એલફીન્સ્ટન ઇન્સ્ટીટયુશન" માં દાખલ કર્યા હતા. તેમણે મન સાથે તનની કેળવણીપર પણ લક્ષ સારૂં આપ્યું હતું; તેમના અભ્યાસ કરવાની કાળજી અને ચંચળતાથી શિક્ષકો તેમનીપર ઘણી સારી પ્રીતી બતાવતા હતા અને તેમને ( Exhibition boy ) એટલે કે "દર્શનિય છોકરો" કહી બોલાવતા હતા, કારણ દર વખત અભ્યાસ તૈયાર કરવામાં તેમનું અગ્રેસરપણું દેખાતું હતું. તે સાથે તેમની મનન શક્તિ બહુજ ઊંચ ચિન્હ દેખાડતી હતી. અર્થશાસ્ત્ર, પદાર્થ વિજ્ઞાન, ગણિતશાસ્ત્ર વિગેરેમાં તેઓ એકો ગણાતા. પરિક્ષામાં વધારે માર્ક મેળવી આગળ પડતું ઇનામ મેળવવું એ તો તેમને મન સહેજજ હતું.

સને ૧૮૪૭ માં તેઓની નિમણુંક એક સારા શિક્ષક તરીકે થતાં તે સદ્‌ગુણે કરી વિદ્યાર્થીઓના ઘણા પ્રીતિપાત્ર થયા અને સને ૧૮૫૧ માં ગણિતશાસ્ત્રના "પ્રોફેસર" ના માનવંતા હોદ્દા ઉપર કોલેજમાં નિમાયાનું માન હિંદુસ્તાનમાં પ્રથમ તેમનેજ મળ્યું છે. આ પ્રમાણે તેઓ ડહાપણ, અનુભવ, ખંત અને શીલ સ્વભાવે કરી બોર્ડ ઓફ એજ્યુકેશન તરફથી તેમજ જાહેર મંડળોમાં અગ્રેસરપણાનું માન મેળવવા પાત્ર થયા. જાહેર સેવા બજાવવાનો આરંભ તેમની તરફથી સને ૧૮૪૫ થી થયો છે. તે અરસામાં તેમની આગેવાનીથી ધી સ્ટુડન્ટ લીટરરી સાયન્ટીફીક સોસાઇટી, ધી બોમ્બે એસોસીએશન, જ્ઞાન પ્રસારક મંડળી, કન્યાશાળા, ઇત્યાદિ લોકોપયોગી ઘણાં ખાતાં સ્થપાયાં હતાં. દેશોન્નતિ કરવી હોય તો માતા જ્ઞાની હોવી જોઇએ એવું પ્રખ્યાત નેપોલીયનનું ઉત્તમ વાક્ય તેમના પ્રતાપી હૃદયમાં બરોબર કોતરાઇ રહેવાથી આ દેશદાઝીક નરની લાગણી સ્ત્રી કેળવણી માટે અત્યંત ઉશ્કેરાઇ હતી. ઉપર બતાવ્યા પ્રમાણેની વિદ્વાનોની જુદી જુદી મંડળીઓમાં જુદા જુદા જ્ઞાન, વિદ્યાના તેમજ સામાજીક વિષયોપર તેમણે ઘણાં ભાષણો આપ્યાં હતાં. "સમાચાર દર્પણમાં" "સોક્રેટીસ અને ડાયોજીનીસ" એ મથાળાથી ઘણા લેખો તેમણે લખ્યા હતા. આથી તેમની વિદ્વતા, સ્વતંત્રતા અને બાહોશીનાં વખાણ ચોતરફ થતાં તેમની પ્રતિષ્ટા ઘણી સારી બંધાઇ. ત્યાર બાદ સને ૧૮૫૧ માં "રાસ્ત ગોફ્તાર" પત્ર પહેલવહેલું તેમણેજ કાઢ્યું. તેના અધિપતિનું કામ બે વર્ષ સુધી તેમણે કર્યું. તે "રાસ્ત ગોફ્તાર અને સત્ય પ્રકાશ" પત્ર આ પ્રતાપી નર અને તેવાજ સુધારાના સાથી મરહુમ માનવંત મી. કરસનદાસ મુળજીના નામે ચાલેલું હજી હયાતીમાં છે. આ પ્રમાણેના આપણા દેશદાઝીક મહાન નર દાદાભાઇએ જાહેર

સેવામાં ઘણો વખત રોકવા ઉપરાંત તે સમયે ફ્રેન્ચ ભાષાનું જ્ઞાન મેળવવા માંડયું હતું. તેઓ યુવાવસ્થાથીજ ઉદ્યોગી હતા.

વિદ્યા, વેપાર, હુન્નર કળા ઇત્યાદિમાં આગળ પડતાં, આપણા બ્રિટીશ રાજ્યના મુખ્ય સ્થળ ઇંગ્લાંડમાં મેસર્સ કામા કંપનીના ભાગીદાર તરીકે શેઠ દાદાભાઇ સને ૧૮૫૫ માં ત્યાં પધાર્યા. ત્યાં તેમને હિંદહિતેચ્છુ મી. બ્રાઇડ, મી. ફોસેટ અને મી. ગ્લાડસ્ટન જેવા મહાત્માઓની સાથે સારો સ્નેહ બંધાયો. અત્યાર સુધી તેઓ ફક્ત મુંબઇ ઇલાકાના લાભ માટે પ્રયાસ કરતા હતા પણ હવે આખા હિંદુસ્તાનના લાભ માટે કમર કસી પ્રયત્ન કરીને જય વાવટા ઉડાવવા માંડ્યા. ત્યાં જઇ શરૂઆતમાં તેમણે અંગ્રેજ પ્રજા પાસે હિંદુસ્તાન સંબંધી સ્વાલોની ચર્ચા ભાષણોદ્વારા ચલાવી અને મુંબઇ ઇલાકાના કેટલાક ગૃહસ્થોને પોતાના પુત્રો વિગેરેને અભ્યાસ માટે ઇંગ્લાંડ મોકલવા સમજાવવા લાગ્યા અને જેઓ ઇંગ્લાંડ ગયા તેમની દેખરેખ રાખવાનું કામ તેમણે માથે રાખ્યું. હજુ પણ આ દેશમાંથી જેઓ ત્યાં જાય છે તેઓ આ માયાળુ નરની પોતા માટેની ચાહના અને સંભાળ વિષે સ્તુતિ કરે છે.

ખાસ કામા કંપની તરફથી જે વેપાર કાર્ય માટે મી૦ દાદાભાઇ વિલાયત પધારેલા તેમાં પ્રમાણીકપણે સારી કુશળતા દેખાડી તે કામ રૂડી રીતે કરવાની સાથે દેશકલ્યાણનાં કામો કરવા તેઓ ભુલતા નહોતા; ત્યાં તેઓ ઘણી પ્રસિદ્ધ મંડળીઓના સભાસદ નિમાયા. ઉપરાંત લંડન ઇન્ડીયન સોસાઇટીના પ્રમુખ, ઇસ્ટ ઇંડીઆ એસોસીએશનના મંત્રી અને લંડન યુનિવર્સીટી કાલેજમાં ગુજરાતી ભાષાના પ્રોફેસર નીમાયા હતા. તે સિવાય ઘણાં સારાં ખાતાંઓ સાથે સારો વગ ધરાવનાર તરીકે એ નર ગણાયા છે.

મી. દાદાભાઇએ હિંદ પ્રધાન લોર્ડ સ્ટેન્લી સાથે સીવીલ સર્વીસની પરિક્ષા માટે ઉમ્મર ઓછી કરવા સામે સને ૧૮૫૯ માં પત્રવ્યવહાર ચલાવ્યાથી ઇંડીયા ઓફીસે કબુલત આપી કે હવે પછી સીવીલ સર્વીસના કાયદામાં આગળથી પ્રસિદ્ધ કીધા વીના ફેરફાર કરવામાં આવશે નહિ. ત્યારબાદ "લંડન ઇંડીયન સોસાઇટી"માં ભાષણ આપ્યાથી સંસ્કૃત અને અરબી ભાષાની માર્ક સીવીલ સર્વીસની પરિક્ષામાં ઓછી કરેલી તે પ્રથમ માફક રાખવી ઠરી. સને ૧૮૬૦ થી સને ૧૮૬૭ સુધીમાં ત્યાંની જુદી જુદી મંડળીમાં જુદી જુદી બાબતોપર ભાષણો આપ્યાં અને નિબંધો વાંચ્યા. દાખલા તરીકે મી. ક્રાફર્ડે એશિયાના લોકો વિરૂદ્ધ કહેલું નાપાયાદાર છે એવું ઇન્થોલોજીકલ સોસાઇટીમાં "એશિયા અને યુરોપના લોકો" એ મથાળાથી ભાષણ આપી સિદ્ધ કરી આપ્યું હતું. ઇંગ્લાંડની હિંદુસ્તાન પ્રત્યેની ફરજ, સીવીલ સર્વીસમાં હિંદવાસીઓને દાખલ કરવા માટે મેમોરીયલ અને એડ્રેસ, એબિસિનિયન લડાઇના ખર્ચ માટે વાંધા ઇત્યાદી એવા એવા ઘણા ઉપયોગી વિષયોપર ઉત્તમ અસરકારક ભાષણો આપી મી. દાદાભાઇ હિંદુસ્તાનું બલકે ઇંગ્લંડ, અમેરિકા વિગેરે સુધરેલા મુલકોમાં પણ મુફીતીવાન થવાને ભાગ્યશાળી થયા; પછી સને ૧૮૬૯માં સ્વદેશમાં આવ્યા તે વેળા સ્વદેશ પ્રેમી સમજુ સજ્જનો તરફથી તેઓ સાહેબને ઘણી.જ ઉલટથી મોટી જાહેર સભા ભરી હર્ષાનંદભેર ગર્જનાથી અતિ પ્રેમાળુ શબ્દોએ શાબાશી આપી વધાવવામાં આવ્યા હતા તેમજ ઉત્તમ પ્રકારનું માનપત્ર અને રૂપિયાની થેલી ભેટ કરવામાં આવ્યાં હતાં.

હિંદવાસીઓ કાયદાની લડત કરી જાણતા નથી. બીજા દેશો માફક તોફાન દંગો કરવામાં પોતાની હલકાઇ માને છે. દૈવેચ્છા ગણી

પડતાં દુખ અને ભુખમરો સહન કરે છે. ભારતભુમીની આ સ્થિતિથી દયાળુ દાદાભાઇનું કાળજું કપાતાં તેમણે તે બાબે ઉંડી ખોળ કરવા માંડી અને તે સંબંધી "ઓન્મે બ્રેન્ચ ઓફ ધી ઇસ્ટઇન્ડીયા એસોસિએશન" હજુર ભાષણો આપ્યાં તથા વાંચ્યાં એટલુંજ નહિ પણ "ઇન્ડીયા ઓફીસ" સાથે તેને લગતો પત્રવ્યવહાર ચલાવ્યો. દાખલા તરીકે "હિંદુસ્તાનની હાલત, હિંદુસ્તાનની ગરજો, હિંદુસ્તાનનો વેપાર, હિંદુસ્તાનની નાણાં સંબંધી વ્યવસ્થા, સિવિલ સર્વીસની પરિક્ષાના ધોરણ" ઇત્યાદિ. મી. દાદાભાઇના આ સ્તુત્ય પ્રયત્ને કરી "સ્ટેચ્યુરીટી સિવિલ સર્વીસ" નું ધોરણ સરકારે દાખલ કર્યું અને ઉપરની બાબતોમાં પ્રજાનું ધ્યાન ઘણું ખેંચાવાની સાથે તેનું પરિણામ લગભગ સારૂં જણાયું છે. આવી આવી બાબતોમાં મી. દાદાભાઇનું જ્ઞાન અને મ્હેનત જોવાથી તેઓ ખરેખરા દેશભકત તરીકે સૌના હૃદયમાં કોરાઈ ગયા.

મી. દાદાભાઇની મહેનત અને ઇસ્ટ ઇન્ડીયા એસોસિએશનની મદદથી સ્થપાયલી "પાર્લામેન્ટરી સિલેક્ટ કમીટી" આગળ હિંદુસ્તાનની હાલત" વિષે સાક્ષી આપવા મી. દાદાભાઇ પાછા સને ૧૮૭૩ માં ઇંગ્લાંડ ગયા. તેમની સાક્ષીથી એ કમીટીએ જે જે હકીકત જાણી તેથી ન્યાયી અગ્રેજોનું ધ્યાન હિંદુસ્તાનના સ્વાલો તરફ ઘણું ખેંચાયું. પાર્લામેન્ટરી બ્લ્યુબુકમાં મી. દાદાભાઇએ કરેલી સુચના પૈકી કેટલીકની નોંધ નહિ લેવાયાથી સેક્રેટરી ઓફ સ્ટેટ સાથેના પત્રવ્યવહારમાં "હિંદુસ્તાનની હાલત" વિષે જે અસરકારક લેખ લખી આપેલો તેને હિંદુસ્તાનનો પ્રધાન રદ કરી શકયો નથી. ઘણી કુશળતાથી લખાયલા એ લેખનો થોડાક સાર આપવો અગત્યનો છે તે નીચે પ્રમાણે:—

'દેશનો વહીવટ ચલાવવા જે 'ફોરીન એજંસી' રાખી છે તે એટલી બધી બોજારૂપ છે કે તે ખર્ચાળુ વહિવટ ચાલુ રહેવો ઘણો અશક્ય છે કારણ કે તે અસહ્ય છે. જમીનની અનેક પ્રકારની પેદાશો, ખાણો અને લાવ લેઇ જવાનાં સાધનો ઇત્યાદિથી જે પેદાશ થાય છે તેની માણસ દીઠ વાર્ષીક ૨૦ રૂપિયા કરતાં વધારે સરાસરી આવતી નથી. આ રીતે સૃષ્ટિમાં સર્વથી ગરીબ દેશ હિંદુસ્તાન છે. તેના રાજ્યવહિવટ માટે વાર્ષીક ૮૦ કરોડ રૂપિયાનો ખર્ચ થાય છે, જેમાંના અર્ધા તો બ્હાર ઉડે છે. ઇંગ્લાંડમાં માણસ દીઠ ૩૫૦ રૂપિયાથી વધારે વાર્ષીક આવકની સરાસરી આવે છે અને જે કાંઇ કર આપવો પડે છે તે પાછો તેઓનાજ લાભમાં ફરે છે એટલે કે એક રૂપમાંથી બીજા રૂપમાં તેમને તે પાછો મળે છે; તેથી ઇંગ્લાન્ડનો પૈસો ઇંગ્લાન્ડમાંજ રહે છે; બહાર જતો નથી. લોન્સની ખરીદીમાં જે જાય છે તે પણ વ્યાજ સાથે પાછા મળે છે. દેશને ધનવંત કરવાનું તે સારૂં સાધન છે. આ રીતે હિંદુસ્તાન ગરીબ છે; તે સાથે તેના કર ભરનારાઓને પોતાની પેદાશથી બેવડી રીતે કર આપવો પડે છે. જ્યારે ઇંગ્લાંડ ૧૦ અબજ રૂપિયાની પેદાશ ઉપર બ્રીટીશ ખજાનામાં ૮૦ કરોડથી ૧ અબજ સુધી રૂપીઆ આપે છે, (તે પણ લોકોનાજ ઘરમાં પાછા જાય છે.) ત્યારે હીંદુસ્તાનમાં માત્ર ૪ અબજ રૂપિયાની પેદાશ ઉપર ૮૦ કરોડનો બોજો નાખવો તે જેમ પ્રજાનો પ્રાણ લેનાર છે તેમ સુધરેલી પ્રજામાં એવો રાજ્યવહિવટ કર્ત્તાની કીર્તિને એબ આપનાર છે. માટે આવક જેટલો ખર્ચ રાખી ખર્ચાળુ રાજ્યવહિવટ કરવાની રીતી ફેરવી નાખવી અને સિવિલ સર્વીસની પરિક્ષા જેમ ઇંગ્લાન્ડમાં લેવાય છે તેમ હિંદુસ્તાનમાં પણ લેવી જોઇએ, કારણ કે જે દેશમાં તેઓને વહિવટ કરવો

છે તેનાથી ૬ હજાર માઇલ દૂર ઇંગ્લાન્ડમાંજ પરિક્ષા રાખ્યાથી દેશીઓને મોટો ગેરલાભ થાય છે. ગરીબ હિંદુસ્તાનની દાદ લેઇ તેને ન્યાય આપવો એ બ્રિટીશ પ્રજાનું ભુષણ છે.” ઇત્યાદિ ઇત્યાદિ.

મી. દાદાભાઇ સને ૧૮૭૫ માં વડોદરા રાજ્યના પ્રધાનપદે નીમાયા હતા. તે સમય મહારાજા મલ્હાવરાવની સમજશક્તિની ખામીથી રાજ્ય ખટપટ ઘણી છતાં તેઓની બાહોશીથી રાજ્યને સારા ધોરણપર મુકવાની ઉત્તમ પ્રકારની યોજનાઓ પ્રગટ હતી. પરંતુ માઠા ભાગ્યે તે સમયના ત્યાંના રેસીડેન્ટ કર્નલ ફેર સાથે તે સ્વતંત્ર કૂશળ ગૃહસ્થને અરૂચિ થતાં તેની ખટપટને લીધે થોડા વખતમાં પોતાના હોદ્દાનું રાજીનામું આપવાનું બન્યું હતું, જેના પરિણામે થોડાજ વખતમાં તે મહારાજાપર એજ રેસીડેન્ટને ઝેર આપવાની કોશિશનું તહોમત મુકાઈ કમીશન કેસ ચાલેલો, પણ પ્રખ્યાત બારીસ્ટર મી. સારજંટ બેલેન્ટાઇનની વિદ્વત્તા ભરેલી બાહોશીથી કેસ નાસાબીત ઠર્યો, પણ રાજ ચલાવવાને નાલાયક હોવાનું ના. વાઇસરૉય લોર્ડ નોર્થબ્રુકે ઠરાવ્યાથી રાજપદભ્રષ્ટ થવા વખત આવ્યો. આ પ્રધાનપદ છોડી તેઓ મુંબઇ ગયા ત્યાં તેઓ કોરપોરેશન અને ટાઊન કૌંસીલના મેમ્બર તરીકે ચુંટાયા. એ કારકીર્દીમાં પાણીના સબંધમાં સરકારની એક મોટી ભુલ બતાવીને કોરપોરેશનને ૫૦ લાખ રૂપિયાના ખર્ચના ખાડામાં પડતાં બચાવી હતી, તેને માટે કોરપોરેશને તેમનો ખાસ ઉપકાર માન્યો હતો.

સને ૧૮૭૬ માં તેઓ સાહેબ કોરપોરેશનના સભાસદ તરીકેનું રાજીનામું આપીને પાછા પોતાને પ્રિય થઇ પડેલા ઇંગ્લાંડમાં પધાર્યા. તે સમયમાં દેશીઓને ઉંચા હોદ્દા મળવા વિષે તથા સિવિલ સર્વીસ સંબંધી સર અર્સકિન પેરીન સાથે લાંબો વખત પત્ર વ્યવહાર ચ-

લાવ્યો અને રાજ્યના નોકરોને અપાતા મોટા પગાર તથા પેન્શન વિગેરે બાબત સર ડેવીડ વેડરબર્ન સાથે લેખ લખ્યા હતા. સને ૧૮૮૦ માં 'પંજાબ તથા હિંદુસ્તાનની પેદાશ અને ગરજો' એ વિષે હિંદુસ્તાનના પ્રધાનને નિબંધ લખી મોકલ્યો હતો, તેમજ મી. હેડમેન સાથે સન ૧૮૮૧ સુધી હિંદુસ્તાનના હિતની બાબતો વિષે પત્રવ્યવહાર ચલાવ્યો હતો.

ઈંગ્લાંડથી સ્વદેશમાં પાછા સને ૧૮૮૨ માં પધાર્યા કે તુરત મુંબઈ મ્યુનિસિપાલીટીમાં દાખલ થઈ ઘણી અગત્યની સેવાઓ બજાવતા રહ્યા હતા. વળી આપણા પ્રિયતમ લોર્ડ રિપન સાહેબે નીમેલા "એજ્યુકેશન કમિશન" પર કેળવણી સંબંધી નિબંધ લખી મોકલ્યો હતો અને "ધી.વોઈસ ઓફ ઇન્ડિયા" નામે પત્ર કાઢવા માંડ્યું હતું. આપણા માનવંત લોર્ડ રિપન સને ૧૮૮૪ માં સ્વદેશ સિધાવતાં તે નામદારને યોગ્ય ઇતિહાસમાં નોંધી લેવા જોગ ઉત્તમ પ્રકારનું માન આપવામાં દેશદાઝીક મી. દાદાભાઈની આગેવાની હતી. ત્યાર પછી મુંબઈના ગવર્નર લોર્ડ રેએ મી. દાદાભાઈને મુંબઈની ધારાસભામાં ખાસ વધારાના સભાસદ તરીકેનું પદ સને ૧૮૮૫ માં આપ્યું હતું અને તેને માટે પ્રજાએ અત્યંત હર્ષ દર્શાવ્યો હતો. એજ વર્ષની આખરે ઇંડિયન નેશનલ કોન્ગ્રેસની પ્રથમ થએલી સ્થાપનામાં તેઓ સાહેબે ઘણો અગત્યનો ભાગ લીધો હતો. ઈંગ્લાંડની પાર્લામેન્ટમાં આ દેશની લડત યથાસ્થિત ચાલ્યા સિવાય લોકલાભ જળવાવો મુશ્કેલ માની તેઓ પાછા સને ૧૮૮૬ માં ઈંગ્લાંડ ગયા પણ કાળ ગતિના નિયમ પ્રમાણે જુજ મત ઓછા રહ્યાથી તે વેળા તેમની તે ઇચ્છા પૂર્ણ થઈ નહિ. તો પણ જંપીને બેસી નહિ રહેતાં તે ઉદ્યોગી વીર નરે "ધી લંડન ટાઈમ્સ" અને "ડેલી

ન્યુસ " જેવાં મોભાદાર પત્રોમાં હુંડીઆમણ અને એવડાં ચલણ માટે લખાણ ચલાવ્યું, જેના પરિણામથી પ્રથમ ગાયકવાડ વિગેરે રાજ્યોમાં ચાલતાં જુદાં ચલણ બંધ થઇ રાણી સિક્કાનુંજ મુંબઇ-ગરાનું ચલણ ચાલતું થવા પામ્યું. ઉપર પ્રમાણેનું લખાણ ચલાવ્યા ઉપરાંત હિંદુસ્તાન સંબંધી ચર્ચા ઘણી જોસભેર ચલાવી અને સને ૧૮૮૬ માં નેશનલ કોંગ્રેસની બીજી બેઠક થવાના સમય પર ખાસ તેટલાજ માટે તેઓ કલકત્તે આવ્યા; હિંદની આ મહાન રાજદ્વારી સભાએ આ સભાના પ્રમુખપદનું માન મી. દાદાભાઇને આપ્યું અને તે તેમણે સ્વીકાર્યું. તે સમય તેમણે કરેલા ઉમદા ભાષણથી વિદ્વાન યોદ્ધા બાબુઓ પણ સાનંદાશ્ચર્ય પામ્યા. ઘણા હર્ષ અને ઉમંગથી તે મહા વિદ્વાન સભામાં તેમને માટે સાબાશ સાબાશના પોકાર થઇ રહ્યા હતા.

મી. દાદાભાઇએ કલકત્તાની કોંગ્રેસમાંથી મુંબઈ આવીને ઇંડીયન સર્વિસ " નામે એક પત્ર કાઢ્યું. આ સમયે મુંબઇમાં " પબ્લિક સર્વીસ કમિશન " બેઠું હતું તેની આગળ તેમણે પ્રશ્નોત્તર ઘડી આપ્યા હતા અને મોઢેથી સાક્ષી પણ આપી હતી. એ પ્રમાણે તેઓ મુંબઇ રહીને પ્રજા હિતમાંજ મચ્યા રેહેતા; તેવામાં વિલાયતી મિત્રોના આમંત્રણથી પાછા લોક કલ્યાણાર્થે પાર્લામેંટના સભાસદ થવાના પ્રયત્ન માટે ઇંગ્લાંડ ગયા, જે વેળા સોબતી મી. ઘોસ પણ સાથે સિધાવ્યા હતા. મી. દાદાભાઇએ આ વખત ત્યાંના લોકોને હિંદુસ્તાનની ખબર આપવા માટે " ઇન્ડીયા " નામે પત્ર કાઢવાની ગોઠવણ કરી, જે હજી સારી રીતે ચાલે છે. પ્રયત્નનાં ફળ ચાખવાનો સમય સમીપ આવ્યો એટલે કે સને ૧૮૯૨ માં ઇંગ્લાંડનું નવું " ઇલેકશન " થયું તે વખત સેન્ટ્રલ ફિન્સબરી પ્રગણા

તરફથી પાર્લામેંટમાં બેસવાની મી. દાદાભાઇએ ફરી ઉમેદવારી કરી. જબરા હરીફો સામા થયા છતાં તે જગત્ વિખ્યાત મહા માનવંતી પાર્લામેંટ જેવી સભાના સભાસદ તરીકેનું મહાન પદ તા. ૭ જુલાઇ સને ૧૮૯૨ ના રોજ તેઓ પામ્યા, જે અનુપમ પદ હિંદવાસી તરીકે પહેલવહેલા મી. દાદાભાઇ પામ્યા છે.

ઘણા વખતની ધારેલી મુરાદ પાર પડવાથી તેમને બહુ આનંદ થયો તેમજ તેમને જાણનારાઓનાં હૃદયમાં અલૌકીક આનંદના ઉભરા ઊછળી રહ્યા હોય તેમાં કાંઇ આશ્ચર્ય નથી. આ મહા વિજય થવાથી હિંદી પ્રજાના દરેક સમજુ વર્ગમાં પોતાને અલભ્ય લાભ થયો મનાવા લાગ્યો અને તારથી તે ખબર આવતાં ઠામ ઠામ આનંદ ઉત્સવ કરી પ્રજાવર્ગે અત્યંત હર્ષ પ્રદર્શીત કર્યો, તેમજ મી. દાદાભાઇ તેમજ તેમને ચુંટી કાઢનાર ફિન્સબરીના લોકો ઉપર મુબારકબાદી તથા ઉપકારના તાર મોકલ્યા.

તે પછી "ઇંડીયન નેશનલ કોંગ્રેસ" નો નવમો મેળાવડો લાહોરમાં થયો ત્યારે પણ તે મહાન રાજકીય સભાના પ્રમુખસ્થાને બિરાજવા માટે તેઓશ્રીને વિનંતી થઇ હતી. તે સમય "ધર્મીને ઘેર ધાડ" એ કહેતી પ્રમાણે તેમના પરમ પ્રિય પુત્ર કચ્છના ડાકટર મી. અરદેશરનું અકાળ મૃત્યુ થયા છતાં હિંદ હિતમાંજ ગુંથાઇ રહેલ મનવાળા આ માનવંતા મહા પુરૂષ હિંદવાસીઓના આમંત્રણને સ્વીકારીને તા. ૩ જી ડીસેંબરના દીવસે મુંબઇમાં પધાર્યા. તે વેળા પ્રજા તરફથી તેમને ઠેકાણે ઠેકાણે જેટલી ઊલટ અને માનથી વધાવી લેવામાં આવ્યા હતા તેટલી ઊલટભેર સમગ્ર હિંદવાસીઓ તરફથી માન મેળવવાને કોઇ પણ નર અદ્યાપિ પર્યંત હિંદમાં ભાગ્યશાળી થયો નથી. આપણા લોકપ્રિય માજી વાઇસરોય લોર્ડ રીપન પ્રત્યે પ્રજાએ

બતાવેલી ઉલટ અને લાગણી કરતાં પણ આ સમયે પ્રજા ઉલટ અને લાગણીથી મી. દાદાભાઇને મળેલું માન અધિક દેખાયું હતું. આખા ભરતખંડનાં જુદાં જુદાં શહેરો તરફના પ્રતિનીધીઓ મી. દાદાભાઇને આપવાનાં માનપત્રો લેઇને મુંબઇમાં હાજર થયા હતા. એ સઘળાં માનપત્રો સામટાં આપવા માટે તા. ૧૬ ડીસેંબર સને ૧૮૯૩ ના રોજ મુંબઈ ટાઉન હોલમાં દશ હજાર ગૃહસ્થોની એક ગંજાવર સભા મળી હતી. તે દેખાવ દેવતાઇ હતો. આ સંખ્યાબંધ માનપત્રોમાં મી. દાદાભાઇએ બજાવેલી ઉત્તમોત્તમ દેશસેવાની ભારે સ્તુતિ કરવામાં આવી હતી, તેમજ રમણિય અને સુગંધીદાર ફુલ ગોટાનો વર્ષાદ વર્ષી રહ્યો હતો.

મી. દાદાભાઇએ દેશસેવા કેવી કેવી રીતે બજાવી છે તે તથા તેમના પ્રત્યે સુધરેલ વિદ્વાન પ્રજાની લાગણી કેટલી બધી ખેંચાયલી છે તે સંબંધી થોડોક વધારે ખ્યાલ પ્રજાને થવા માટે જથાબંધ માનપત્રો પૈકી "મુંબઈ પ્રેસિડેન્સી એશોસીએશન" તરફથી અપાયલું માનપત્ર નમુના તરીકે વાંચક વર્ગને અગત્યનું થઇ પડવું સમજી આ સ્થળે ટાંકી બતાવ્યું છે.

" તમો માનવંતા સાહેબને એકવાર ફરીથી અમારા વચ્ચે જોઇને અમો "મુંબઇના પ્રેસીડેન્સી એસોસીએશન" ના સભાસદો ભારે હેતની લાગણી સાથે ખુશી થયા છીએ અને અંતઃકરણથી તમારો સત્કાર કરીએ છીએ. બ્રિટીશ પાર્લામેંટમાં દાખલ થવાની તમારી ફતેહમંદ કોશીશને પરિણામે તમે તમારા માટે, તેમજ તમારા સ્વદેશીઓને માટે જે માન મરતબો મેળવ્યો છે, તેથી અમારો હર્ષ ઘણો વધ્યો છે.

અમારા તરફના વળતા ઉપકાર અને માયા, તેમજ અમારા ત-

રફનાં વખાણુ અને અભિમાન મેળવવાના જે ભારે હક આપ ધરાવો છો, તેમાં સેન્ટ્રલ ફીન્સબરીના મેમ્બર તરીકે પાર્લામેન્ટની ચુંટણીએ ખાસ વધારો કર્યો છે. તેથીજ આખા દેશ પ્રત્યેની તમારી શુદ્ધ સેવાઓ માટે જાહેર કરી શકાય તે કરતાં પણ વધારે અમો તમારા ઉપકારી થયા છીએ અને બીજી તરફથી જ્યારે એમ જોઇએ છીએ કે, પાર્લામેન્ટનો પહેલવહેલો હિંદી સભાસદ થનાર ગૃહસ્થ, મુંબઇનોજ રહીશ છે, ત્યારે અમે કાંઈ થોડા ખુશી થતા નથી.

૭ વર્ષ ઉપર ઇંગ્લાંડ જવા માટે આપે આ દેશનો કીનારો છોડયો, ત્યારે જાહેર પ્રજાને ઉપયોગી થઇ પડવા જેવો ઉંચો હક હિંદુસ્તાનના એક દેશીને મળવાના સંજોગો છેકજ અસંભવીત હતા. બ્રિટીશ પાર્લામેંટમાં દાખલ થવાનો હક મેળવવાની ઇચ્છા રાખનાર એક દેશીઓ, તેની સામે આવતા તેની જાત તથા પક્ષાપક્ષ અંતરભાવોને લીધે જે જે મહા વિટંબનાઓ પસાર કરવી પડે છે અને જેને લીધે પાર્લામેંટમાં દાખલ થવાનો માર્ગ કુદરતી રીતે બંધ થાય છે, તેવી અનેક વીટંબનાઓ સામે લડત કરવી પડે છે. હિંદુસ્તાનના દેશીઓમાં તમે પહેલવહેલાજ એ અટકાવને તોડયો છે અને બ્રિટીશ પાર્લામેંટમાં એક હિંદી પ્રતિનીધી નીમાવાની અજાયબીને ઓછી કરી છે. એજ અજીત્ય કાળજી, એજ મક્કમ ખંત, અને એજ તમારી ન્યાયબુદ્ધિના ઠરેલપણાએ તમારા દેશની સેવા બજાવી છે અને તેણેજ પક્ષાપક્ષના વાંધાઓ તથા અસભ્ય તિરસ્કાર અને હદ વગરની હાંસી ભરેલા ન્યાત જાતના તફાવતોની આડોમાંથી આપે સાધેલી જગ્યા, કે જ્યાં તમે તમારા દેશની સેવા યોગ્ય રીતે બજાવી શકો, ત્યાં તમને લાવી મુકયા છે. પાર્લામેંટમાં તમારી હાજરી બ્રિટીશોને એક ધીરજ સમાન છે કે એક કેળવાએલો અને બાહોશ હિંદી

ચાલચલણ, યોગ્યતા અને બાહોશીમાં એક લાયક અંગ્રેજ બચ્ચાની બરોબરી કરવાને શક્તિવાન છે અને તેમ કરીને બ્રિટીશ પ્રજાની નજરમાં આ દેશના લોકોની સ્થિતીને મોટમ ભરેલી કરવાને શકિતવાન છે. તમારો આ શુભ દાખલો તમારા દેશીઓને એક જામીનગીરી સમાન છે કે, પોતાના દેશની સ્થિતી સુધારવા અને વધારવામાં પ્રયત્ન કરવા ખાતર બાહોશી, ખંતભરેલો પ્રયાસ અને હાથમાં ધરેલા હેતુના શુદ્ધપણાનાં સાધન અથવા પ્રસંગોની તાણને લીધે ખામી આવવા દેવી જોઇતી નથી. ઇંગ્લાંડ અને હિંદુસ્તાન વચ્ચે પરસ્પરની ભલી લાગણીનાં ચિન્હ તરીકે તથા હિંદુસ્તાનના વગર પ્રતિનિધિના કરોડો લોકો પ્રત્યેના અંગ્રેજ ચુંટણી કરનારાઓના ઔદાર્યની એક પ્રત્યક્ષ સાબીતી તરીકે, પાર્લામેંટની તમારી ચુંટણી, બંને દેશના લોકોને માટે ઉંચામાં ઉંચી રાજ્યદ્વારી અગત્યનો ઐતિહાસીક બનાવ છે.

પણ જ્યારે સેન્ટ્રલ ફીન્સબરીના ચુંટણી કરનારાઓએ એક હિંદી પ્રતિનાધીને પસંદ કરી પોતાના ઔદાર્ય માટે મોટી કીર્તી મેળવી છે ત્યારે ખસુસ કરી આ દેશના લોકોનાં ભાગ્ય કે તે પસંદગી તમો જેવા પ્રજા–સેવાના કામમાં નિષ્કલંક, અણુહદ ખંતિલા, અને સદોદિત ભક્તિભાવ ધરાવનારા ગૃહસ્થ ઉપર ઉતરી છે. લગભગ ૫૦ વર્ષથી તમોએ તમારી સેવા એકજ સાધ્ય હેતુથી તમારા દેશને અર્પણ કરી છે, જેવી સેવા સુધરેલી દુનિયાના કોઇ પણ ભાગમાં દેશસેવા બજાવવામાં તન મનથી પડનારા કોઇ પણ શહેરીને ખસુસ કરીને જેબ આપે. ભરતખંડની દરિદ્રતા, ઈતિહાસમાં ન જણાય એવો તેનો ઉડાઉડના ખર્ચવાળો રાજ્યવહિવટ, અને તેની કકળતી કરોડો મુંગી પ્રજાની હાજતો તથા ફરીઆદોએ તમારા અંતઃકરણમાં હમેશની પહેલી જગા લીધી છે. દરેક પ્રસંગે તમોએ તમારા અંગત

લાભોને ખુદ દેશના મોટા અને વધુ અગત્યના લાભો આગળ ભોગમાં આપ્યા છે. હમણાં આ તરફ પણ વયોવૃદ્ધ થયા છતાં અને તમારા મગજ ઉપર સંસારી ફટકાનો ભારે જખમ તાજો છતાં તમે લાહોરમાં મળનારી મોટી કોંગ્રેસમાં પ્રજા પ્રત્યેની ફરજ બજાવવાના આમંત્રણને માન આપી પ્રમુખસ્થાને બિરાજવાને છેક દુરથી આવ્યા છો.

તમારી જન્મભુમી તરફનો તમારો અતિ ઘણો પ્યાર, અમારા સ્નેહ અને હૃદયની લાગણીને તિક્ષ્ણ કરે છે. જેમ પાર્લામેંટમાં તમારી ફતેહે આખા હિંદી બ્રિટીશ શહેનશાહતમાં હર્ષ પ્રવર્તાવ્યો હતો તેમજ તમારા એક પુરા દીકરાના મરણે અમારી અંતઃકરણની દીલસોજી ખેંચી છે. હિંદુસ્તાનમાં જેમ તમે તમારા કામ, તમારી કસોટી, અને તમારી વીટંબણાઓથી આખા દેશના લોકોનાં અંતઃકરણને ખેંચી શકયા છો, તેમ કોઇકજ કરવા પામ્યું હશે. પાર્લામેંટમાં તમે બજાવેલા કામે, તમારા દેશબંધુઓએ તમારા ઉપર રાખેલી આશા ફળીભુત કરી છે. રીતસરની ચુંટણીથી તમે અમારા પાર્લામેંટના પ્રતિનીધી નીમાયા નથી, છતાં તમે આખા ભરતખંડની દરેક જાત અને વર્ણથી બનેલી પ્રજાની લાગણીઓ અને વિચારોને ખરા રૂપમાં બ્હાર પાડેલ છે. તમારા અંગ્રેજ ચુંટણી કરનારાઓ તરફની તમારી ફરજ ઉપર યોગ્ય દરકાર રાખતા હોવા છતાં પ્રસગ નીકળતાં હિંદુસ્તાનની હિમાયતે નીકળવામાં અને તેની ફરીયાદો શહેનશાહી પાર્લામેન્ટની જાણમાં લાવવામાં કદી પાછી પાની કરતા નથી તે પુરેપુરી ખાતરી રાખીનેજ, કે મોડે વહેલે પણ એ અપક્ષપાત ન્યાયમંડળ તરફથી ન્યાય મળ્યા વગર રહેશે નહિ.

તમે વળી ઘણા મોટા દીલના અને ઉદાર મનના અંગ્રેજ ગૃહસ્થોની દીલસોજી, એજ ઉમદા હેતુ તરફ ખેંચાવી છે. અને પાર્લા-

મેંટમાં એક હિંદી પક્ષરૂપે વગર સ્વાર્થે કામ બજાવનારાઓની એક મંડળી ઉભી કરી છે, જેના તમે, સર વિલીયમ વેડરબર્નની જોડે જાન અને જીવ જેવા છો. એ પક્ષ ગમે તેટલો નાનો છતાં, પોતાના કામમાં સંપુર્ણ ઉત્સાહી છે અને છેલ્લા બનાવોએ દેખાડી આપ્યું છે કે પાર્લામેંટ હજુર તકરારને માટે હિંદી બાબતો નીકળતાં તે એક સત્તા અને બળ જેવી ગણાય છે.

આ દેશના કરોડો નિરાશ્રિતોના હિતને માટે અનેક ન્યાયી અંગ્રેજો, જેઓ આપણા હિતની ખંતીલી હિમાયતથી હિંદુસ્તાનના મેમ્બરનું મત મેળવવાને ભાગ્યશાળી થયા છે, તેની દીલસોજી ખેંચી છે. આ માનવંતા અંગ્રેજ બચ્ચાઓએ પોતાની પાછળ ઉમદા વારસો રાખ્યા છે. મી. બ્રાઇટ, મી. બ્રાડલો અને બીજાઓ તરફ ભરતખંડ પોતાની ભારે કરજની લાગણી ધરાવે છે. તમો સાહેબ ઉપર હવે તે સુકીર્તીભર્યો બોજો આવી પડયો છે. ભરતખંડની હિમાયત તેઓ ખંતથી કરતા હતા, અને તમો તો ભરતખંડ તમારો પોતાનો દેશ હોવાને લીધે અને તેની હાજતો તથા જરૂરીઆતોની પુરેપુરી માહીતગારીને લીધે તે કામ કરવા વધારે બળવંત છો.

તમો તે હિંદુસ્તાનના મેમ્બર કરતાં વધારે હિતસ્વી છો. તે ઉત્તમ સેવા બજાવવાને તમો દીર્ઘાયુષી થાઓ અને તમારા દેશની સેવા પાર્લામેંટમાં રહીને તથા બાહાર રહીને પણ બજાવો, અને તમારૂં નામ, જે આ શહેનશાહતના દરેક ખુણા ખોચરામાં, દરેક ઘર અને કુટુંબમાં એક ઘરગતું નામ થઇ પડયું છે, તે નામને વધુ ઝળકાટ આપો."

ઉપરનાં તથા બીજાં માનપત્રોનો સામટો જવાબ મી. દાદાભાઇએ ઘણીજ અસરકારક ભાષામાં દીલસોજીભર્યો આપ્યો હતો. એ પછી મી. દાદાભાઇ લાહોરમાં મળનારી કોંગ્રેસનું પ્રમુખપદ લેવાને લાહોર

ગયા હતા. ત્યાં જતાં રસ્તામાં દરેક ઠેકાણેથી તથા લાહોરમાં તેમને પ્રજા તરફથી ભારે આવકાર મળ્યો હતો. લાહોરમાં કોંગ્રેસના પ્રમુખ તરીકે તેમણે ઘણું ઉમદા ભાષણ કર્યું હતું, જેને માટે સર્વેએ તેમને ધન્યવાદ આપ્યો હતો. લાહોરથી પાછા મુંબઇ આવીને તેઓ ઇંગ્લાંડ ગયા હતા, ત્યારથી અદ્યાપિ સુધી તેઓ ત્યાં રહીને આ દેશના કલ્યાણ માટે પોતાનાથી બનતું કરવામાં પાછી પાની કરતા નથી.

લાહોર કોંગ્રેસના પ્રમુખ તરીકેનું કાર્ય પુર્ણ કરી મી. દાદાભાઇ ઇંગ્લાંડ ગયા તે પછી પણ મી. દાદાભાઇએ હિંદ હિત માટેનો પોતાનો પ્રયાસ જારીજ રાખ્યો. કમનસીબે સને ૧૮૯૫ માં પાર્લામેંટની ફરી ચુંટણી થઇ અને તેમાં પુજ્ય દાદાભાઇ નિષ્ફળ ગયા. હિંદવાસીઓ તેથી ઘણા દીલગીર થયા પરંતુ મી. દાદાભાઇ તો જરાએ નાશીપાસ થયા નહિ. ઉલટું "ઇન્ડીઆ" પત્રદ્વારા તેમણે પોતાના દેશબાંધવોને હીમત અને દીલાસાનો એક સંદેશો લખ્યો હતો, જે હિણભાગી હિંદવાસીઓને હિંમત આપવાને પુરેપુરો સમર્થ હતો. શ્રીમાન દાદાભાઈની આ હાર હિંદવાસીઓનાંજ દીલ દુખવનારી હતી એમ નહોતું. હિંદશત્રુ "ટાઇમ્સ ઓફ ઇન્ડીયા"એ પણ તે વિષે ઘણું સારૂં લખ્યું હતું. સને ૧૮૯૬ માં તેમણે બે મહાન્ કાર્યો કર્યા. એ વર્ષમાં મી. દાદાભાઇએ દેશીઓને લશ્કરી ખાતામાં તેમજ દરીઆઇ ખાતામાં દાખલ થવા માટેની પરીક્ષાઓમાંથી બાતલ કરવામાં આવ્યા છે તે સંબંધે લડાઇ ખાતાં સાથે તથા દરીઆઇ ખાતાને લગતાં કામકાજ કરનારી સભા સાથે લાંબા વખત સુધી પત્રવ્યવહાર ચલાવ્યો હતો. જો કે એ મહાન્ નર પોતાના તે કાર્યમાં વિજય પામ્યા નહિ તોપણ તેમણે એટલું તો બતાવી આપ્યું કે જે નિયમો ઉપર દેશીઓને એ પરીક્ષાઓમાંથી બાતલ રાખવામાં આવે છે તે મરહુમ

નામદાર મહારાણી વિકટોરીઆના સને ૧૮૫૮ અને સને ૧૮૮૭ના ઢંઢેરાઓથી વિરૂદ્ધ હતા.

એ ઉપરાંત પાર્લામેંટમાં પોતે બીરાજ્યા તે દરમ્યાન અતિ શ્રમથી ચલાવેલી લડતના પરિણામે હિંદી ખર્ચના સંબધમાં વિચાર ચલાવવાને સને ૧૮૯૬ માં રોયલ કમીશન નિમાયું હતું. પુજ્ય દાદાભાઇ એ કમીશનના એક સભાસદ તરીકે નીમાયા હતા અને તેમની સાથે વિખ્યાત સર વિલીયમ વેડરબર્ન તથા મરહુમ મી. ડબલ્યુ. એસ. કેઇન પણ તે કમીશનના સભાસદ હતા. તે કમીશન સન્મુખ શ્રીમાન્ દાદાભાઇએ પોતે સને ૧૮૯૭ માં સાક્ષી તરીકે હાજર થઇ જુબાની આપી હતી. ઉપરોક્ત કમીશનના પ્રમુખ લોર્ડ વેલ્બી હોવાથી તે કમીશન "વેલ્બી કમીશન "ના નામે પ્રસિદ્ધ છે. શ્રીમાન્ દાદાભાઇએ કમીશન સન્મુખ એવી એવી વિગતો રજુ કરી હતી કે નાણાં સંબંધી તથા રાજ્યદ્વારી સ્વાલ સંબંધી તેમની કુશળતા તે સમયે પુર્ણપણે જણાઇ આવી હતી.

સને ૧૮૯૮ માં સર હેનરી ફાઉલરના પ્રમુખપણા નીચે "ઇંડીઅન કરંસી કમીટી" નીમાઇ. એ કમીટી નીમવાનો ઉદ્દેશ હિંદુસ્તાનમાં સોનાનું ચલણ દાખલ કરવું લાભકારક છે કે નહિ તે સંબંધી તપાસ કરવાનો હતો. દેશહિતૈષી દાદાભાઇએ તે સમયે વિદ્વતા ભર્યા બે લેખ તૈયાર કરીને કમીટી સન્મુખ રજુ કીધા હતા, જેમાં તેમણે સોનાનું ચલણ હિંદુસ્તાનમાં દાખલ કરવાથી હિંદને કાંઇ પણ ફાયદો નહિ પણ ઉલટું નુકશાન થશે એમ ચાર મુખ્ય કારણોથી સાબીત કર્યું હતું અને છેવટે પોતાનો અભિપ્રાય દર્શાવતાં ખુલ્લે ખુલ્લું જણાવ્યું હતું કે " આ ( હિંદમાં સોનાનું ચલણ દાખલ કરવાથી હિંદી કર ભરનારાઓને ફાયદો થશે એમ સમજાવવામાં આ-

વતી વાત ) એક કલ્પના અને કમનશીબ ભ્રમની બનાવટી વાત છે.

સને ૧૯૦૦ માં પાર્લામેંટની ચુંટણી ફરીથી થઇ. તે સમયે યુનીયનીસ્ટ પક્ષનો વિજય થયો અને તે સાથે ધીરવીર દાદાભાઇનો અને સાથોસાથ હિંદનો વિજય થયો, અર્થાત્ મી. દાદાભાઇ ફરીથી નોર્થલમ્બેથ પ્રગણા તરફથી પાર્લામેંટના એક સભાસદ તરીકે ચું-ટાયા. મી. દાદાભાઇને મળેલી ફતેહથી હિંદવાસીઓ અતિ હર્ષ પામ્યા.

વિદ્વાન દાદાભાઇએ સને ૧૯૦૨ માં પાર્લામેંટની હિંદ માટેની લડાઈ લડવા સાથે હિંદ હિતનું એક બીજું કાર્ય કીધું. તે વર્ષમાં તેમણે "ગરીબાઇ અને હિંદમાં ચાલતો બ્રીટીશ નામને અયોગ્ય અમલ" (Poverty and Un-British rule in India) એ નામનું પ્રખ્યાત પુસ્તક પ્રકટ કર્યું. એ વિખ્યાત ગ્રંથમાં શ્રીમાન્ દાદાભાઇના પોતાના નિબંધો, ભાષણો, જાહેર પત્રોમાં આપેલા લેખો, કમીશનો અને કમીટીઓ સન્મુખ રજુ કીધેલા લેખો તથા હિંદને લગતા સવાલોના સંબંધમાં સત્તાધારી મંડળો સાથે તેમણે ચલાવેલા પત્ર વ્યવહારમાંથી ચુંટી કહાડેલાં લખાણો દાખલ થયાં છે. હિંદી સ્વાલોના સંબંધમાં આ પુસ્તક એક સંગીન સાહિત્ય પુરૂં પાડે છે. એ ગ્રંથ ખરેખર અર્થશાસ્ત્ર સંબંધી હિંદી સ્વાલોને લગતી સુચ-નાના ભંડાર રૂપ છે. આખા પુસ્તકમાં વિદ્વાન દાદાભાઇએ પુર્ણપણે દર્શાવી આપ્યું છે કે ધીમે ધીમે વૃદ્ધિંગત થતી ભારે ગરીબાઇ આ દેશમાંથી એક પણ પાઇ બદલામાં આપ્યા સીવાય ૪૫ કરોડ રૂપી-યાની ગંજાવર રકમ ઘસડાઇ જવાને આભારી છે. બ્રીટીશ અમલનું હાલનું ધોરણ ગુંચવણ ભરેલું છે અને એ સ્થીતિનું નિવારણ ઘણી મોટી સખ્યામાં બેહદ ખર્ચાળપણે રોકવામાં આવેલા યુરોપીઅન કામદારોના સ્થાને હિંદીઓને દાખલ કરવાથી તથા દેશનાં સાધનો

દેશીઓએ વાપરવાથીજ થઇ શકે. એ ગ્રંથમાં વિદ્વાન દાદાભાઇએ કેવા ઉદ્‌ગાર કહાડ્યા હશે તેનું કાંઇક દિગ્દર્શન તે ગ્રંથની પ્રસ્તાવનાથી થઇ શકે તેમ છે, માટે આ સ્થળે તે પ્રસ્તાવનાના કેટલાક ટુચકા આપીશું.

"ગ્રંથનું નામ એવું છે કે "Poverty and Un-British rule in India" અર્થાત્ સરકારનું હાલનું ધોરણ હિંદીઓને માટે નાશકારક અને જુલમગાર છે અને બ્રીટનને માટે બ્રીટીશ નામને નહિ છાજતું તથા આત્મઘાતક છે. તેને બદલે ખરો બ્રીટીશ માર્ગ બ્રીટન અને હિંદ બન્નેને અતિ લાભકારક થઇ શકે અને અવશ્યમેવ થશે."

"ખરો બ્રીટીશ અમલ બ્રીટન અને હિંદ બન્નેને ફાયદો કરશે. મારાં સર્વ લખાણોનો કુલ મુદ્દો એ છે કે બ્રીટીશ લોકોના મન ઉપર એવી વાત ઠસાવવી કે સરકારનાં હાલનાં શરમ ભરેલાં બ્રીટીશનામને નહિ છાજે તેવાં ધોરણથી બનવું સંભવીત છે તેમ હિંદમાંના બ્રીટીશ અમલને અનિષ્ટ રૂપે વખોડી કહાડવામાં આવે તેના કરતાં જો બ્રીટીશો પોતાની ફરજ માટે જાગૃત થાય, સ્વચ્છ કામ અને ન્યાયની પોતાની સ્વભાવિક બુદ્ધીનો ઉપયોગ કરે અને પોતાનાં મહાન્ ગંભીર વચનો અને પ્રતિજ્ઞાઓ પુર્ણ કરવાને આગ્રહી બને તો હજુ અત્યારે બ્રીટન અને હિંદને માટે કલ્પનામાં પણ ન આવી શકે તેવું મહાન્ અને કીર્તીવંત ભવિષ્ય છે."

"મી. જોન બ્રાઇટે યથાર્થ કહ્યું છે કે 'ઇંગ્લાંડનું ભલું હિંદના ભલાની નહેરોમાંથી થવું જોઇએ. હીંદુસ્તાન સાથેના આપણા જોડાણથી કાંઇ પણ પ્રાપ્તિ કરવાના માત્ર બે માર્ગ છે. એક માર્ગ હિંદવાસીઓને લુંટવાનો છે અને બીજો હિંદવાસીઓ સાથે વ્યાપાર કરવાનો છે. હીંદવાસીઓ સાથે વ્યાપાર કરીને કાંઇપણ પ્રાપ્તિ કરવાનું

પસંદ કરૂં છું. પરંતુ હિંદુસ્તાન સાથે વ્યાપાર કરીને ઇંગ્લાંડ શ્રીમંત બનવા પામે તેમ થવાને માટે ખુદ હિંદ શ્રીમંત થવું જોઇએ.' શું બ્રીટીશ સત્તાધિકારીઓ પોતાના સ્વાર્થનો આવો સમજદાર માર્ગ જોઈ શકતા નથી ?"

સને ૧૯૦૫ માં આમસ્ટરડામ ઈન્ડીયન નેશનલ કોંગ્રેસ ઓફ સોશીઅલ ડેમોક્રેટસ નામની પ્રજાપક્ષાવલંબી મહાજનોની સભા મળી. હિંદુસ્તાન તરફના પ્રતિનિધી તરીકે આપણા ચરિત્ર નાયક મહાન વિદ્વાન નર મી. દાદાભાઇ ઉદારચિત્ત પુરૂષોની એ ભવ્ય સભામાં હાજર થયા. એ સભામાં હિંદુસ્તાનમાં ચાલતા હાલના ધોરણને વખોડી કહાડનારો ઠરાવ કરવામાં આવ્યો હતો. શ્રીમાન્ દાદાભાઇએ એ ઠરાવના સંબંધમાં પોતાના પુર્ણ જ્ઞાન અને જુસ્સાથી એક ભાષણ આપ્યું તેનો કેટલી અસર થવા પામી તે જાણવાને ત્યાં હાજર રહેલા એક ગ્રહસ્થના શબ્દોજ બસ થશે. તે ગ્રહસ્થે તે સમયે ખુલ્લા દીલથી જણાવ્યું હતું કે "એંશી વર્ષની વય છતાં મી. દાદાભાઈ નવરોજજીએ સમગ્ર કોંગ્રેસને પોતાના કરતાં ત્રીશ વર્ષે નાનો માણસ પણ અદેખાઇ કરે તેવું મન અને તનનું શૌર્ય બતાવી આપ્યું હતું. સભાગૃહના એક છેડાથી બીજા છેડા સુધી તેમના અવાજનો સ્વચ્છ રણકારો થઇ પ્રતિધ્વનિ થતો હતો. આદિથી અંત સુધી તેમના અવાજમાં લેશ માત્ર સ્ખલન કે દૌર્બલ્ય આવ્યું નહોતું. હિંદુસ્તાન સંબંધી હકીકત તેમણે શાંતતાથી મધ્યમસર રીતે નિષ્ઠુર ન્યાયથી રજુ કરી હતી."

શ્રીમાન્ દાદાભાઇ એ પ્રમાણે શરૂઆતથીજ સ્વદેશ માટે અસાધારણ મહેનત કરતા હતા. સભાઓમાં હિંદ વિષે ભાષણો આપતા, જાહેર પત્રોમાં હિંદ સંબંધી લેખો લખતા અને વાતચીતમાં અહ-

નીશ હિંદ સંબંધી ઉદ્ગાર કહાડતા. પોતાની ૮૨ વરસની વય છતાં હિંદ હિતનું કામ કરવામાં તેઓ નિપુણ, ચપળ અને શક્તિવાન જણાતા. હિંદવાસીઓ પણ ઇંગ્લાંડ અને પાર્લામેન્ટમાં પોતાનો એક અવાજ છે એમ સમજી આનંદ માનતા અને હિંદનો ભાગ્યોદય થવાની આશા રાખતા હતા.

સને ૧૯૦૬ માં પાર્લામેંટની ચુંટણી ફરીથી થઇ. મી. દાદાભાઇ તેમાં ઉમેદવાર થયા. કોઇ કોઇ ગૃહસ્થે અંતે તેઓ નીષ્ફળ જશે એવી આગાહી કીધી, પરંતુ તે આગાહી સત્ય માનવાને કાંઇ પણ વજનદાર કારણ નહોતું. પરંતુ હિંદના હતભાગ્યે શ્રીમાન દાદાભાઇ નીષ્ફળ ગયા અને એ આગાહી ખરી પડી; પાર્લામેંટની છેલ્લી ચુંટણીમાં કોન્ઝરવેટીવ પક્ષનો પરાજય અને ઉદાર લીબરલ પક્ષનો વિજય થયો તે વખતે શ્રીમાન્ દાદાભાઇ પાર્લામેંટમાં બીરાજે તો હિંદને ઘણો લાભ મળવા સંભવ હતો પણ કમભાગ્યે તેઓ શ્રી નીષ્ફળ ગયેલા હોવાથી હિંદ હવે નવી લીબરલ સરકાર ઉપર સર્વે આશાઓ ફળીભૂત થવાનો આધાર બાંધી બેઠું છે.

એ પ્રમાણે હિંદદાદા દાદાભાઇ નવરોજજી નિષ્ફળ જવાથી જો કે સમગ્ર હિંદુસ્તાનમાં દીલગીરી ફેલાઇ હતી પણ તે દીલગીરી થોડાજ વખતમાં આનંદમાં બદલાઇ ગઇ. આ સમયે લોર્ડ કર્ઝન હિંદમાંથી વિદાય થયો હતો તોપણ તે યુવાન વાઇસરોયે પોતાના અમલ દરમ્યાન કરેલાં કાર્યો વિરૂદ્ધ પ્રજાનો અણગમો ઘણા ઉગ્ર સ્વરૂપમાં હતો. બંગભંગ અને તેના ફળરૂપ બોયકોટનો ઝુંડો જોસભેર ફરકતો હતો. એ જુસ્સો જુદાં જુદાં હૃદયમાં જુદા જુદા પ્રમાણમાં હતો. પરંતુ ખાસ કરીને બે ભાગમાં વહેંચાઇ ગયો હતો. એક ભાગ મધ્યમસર જુસ્સો યાને ગુસ્સો ધરાવતો હતો ત્યારે બીજા ભાગ

જુસ્સાની–ગુસ્સાની હદ નહોતી. એઉ ભાગ દેશહિત કરવા માટેજ પ્રયાસ કરતા પણ પ્રકૃતિ અનુસાર ગરમ નરમ થતા અને તેને અનુસરીને દેશહિતના માર્ગ શોધી કહાડતા અને કહેતા. કોંગ્રેસ પણ દેશહિતૈષીઓનીજ બનેલી હતી અને તેથી એ મહામંડળમાં પણ તેવાંજ દર્શન થયાં હતાં. બાવીશમી ઇંડીયન નેશનલ કોંગ્રેસ તા. ૨૬, ૨૭ અને ૨૮ ડીસેંબર સને ૧૯૦૬ ને દિવસે કલકત્તે મળવાની હતી અને તે દિવસે કોઇપણ રીતે એ મહામંડળ પોતપોતાના સમજેલા સ્વદેશહિતના માર્ગ સ્વીકારે કે જેથી સ્વદેશહિત સત્વર થાય એમ દરેકની જીજ્ઞાસા હતી. સ્વદેશહિતકર વર્તમાનપત્રો અને તેવા પુરૂષોનાં ભાષણો પણ સત્વર ઉન્નતિના માર્ગની શોધ માટેજ સંવાદ કરવામાં પુરાં થતાં. આ સ્વદેશહિતની લાગણી અને જુસ્સાના સંવાદને કેટલાક હિંદશત્રુઓએ વેરભાવ રૂપ ઠરાવી દીધો અને હીંદીઓમાં બે તડ઼ા હોવાની બુમરાણ કરી મુકી. જો કે ખરી રીતે તેવું કાંઇજ નહોતું તોપણ "પાણી પહેલાં પાળ બાંધવી" એ બુદ્ધીથી પ્રતાપી બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ તુરતજ તેનું ઔષધ શોધવા માંડ્યું.

જો કે એવો કોઇપણ પ્રકારનો વિરોધ દેશીઓમાં નહોતોજ પણ એ બાબત એવી હતી કે ઔષધ ઘણુંજ રામબાણ હોવું જોઇએ. બાબુ સુરેન્દ્રનાથે તે ઔષધ ઇંગ્લાંડમાં રહેલા એક વૃદ્ધ વૃક્ષ–દાદાભાઇમાંજ જોયું અર્થાત કોંગ્રેસનું પ્રમુખસ્થાન શ્રીમાન્ દાદાભાઇને આપવા ઠરાવ્યું અને તેમને તે સ્વીકારવા આમંત્રણ કર્યું. સ્વદેશ માટે કાંઇપણ ભોગ આપવાને સદા–ઉત્સુક દાદાભાઇએ કાંઇપણ આનાકાની વિના પોતાની ૮૨ વર્ષની વયે પણ ખાસ તેટલા માટેજ દરિયાની લાંબી મુસાફરીનાં કષ્ટ સહન કરીને હિંદમાં પધારી પોતાની સ્થાપિત એ મહાસભાના પ્રમુખસ્થાને ત્રીજીવાર બીરાજી તેને સુશોભિત કરવા સ્વીકાર્યું.

એ પ્રમાણે શ્રીમાન્ દાદાભાઇની હિંદમાં પધરામણી થવાની વાત તુરતજ ચારે ખુણે ફેલાઇ ગઇ અને તેની સાથેજ દીલગીરી દુર થઇ, આનંદની રેલ થઇ. સર્વેએ તે નામદારને ઉત્તમ માન આપવા, તે મહાન નરનાં બની શકે તો દર્શન કરવા, તેમની કુશળતા અને દીર્ઘાયુષ્ય માટે પ્રાર્થના કરવા, તેમની સેવા કરવામાં બને તેટલો ભોગ આપવા, તત્પરતા દર્શાવી.

શ્રીમાન્ દાદાભાઇ તા. ૧૪ ડીસેંબર ૧૯૦૬ને દિને મુંબઇ નગરીના સુશોભિત દરિયા કીનારા ઉપર પોતાનાં પવિત્ર પગલાં મુકવાના હતા. તે દિવસે સહવારથી મુંબઇ નગરી કાંઇ નવીન કાર્યમાંજ પડી ગઇ હતી. દીવાળીના દીવસો કરતાં પણ તે વધુ તેજસ્વી બની હતી. લોકોમાં પુત્ર પ્રાપ્તી કરતાં પણ વિશેષ આનંદ ફેલાયો જણાતો હતો. પોતાના દેવપુજન કરતાં કોઇ અન્યની પુજા તરફજ દરેકનું મન વળી ગયું હતું. દરેક માણસ સૂર્યનારાયણ કેટલે ઊંચે ચડ્યા તે જોયા કરતું હતું. પોતાના મકાનોને શણગારવાની અને નવાં લુગડાં લત્તાં તથા જોડા વિગેરે તૈયાર કરી રાખવાની ધમાલમાં તેમને ખાવાપીવાની પણ નવરાશ નહોતી. ગાડીઘોડાની દોડધામ પણ તેવીજ થઇ રહી હતી. એ ધમાધમી વચ્ચે સુર્યનારાયણ તો માથા ઉપર ચડી આવ્યા ! એટલે લોકોની નજર પણ ઊંચે ચડી ! ગરમાગરમી વધી પડી અને 'હવે તો જલ્દી પરવારો, જલ્દી પરવારો' એ ઉદ્ગારો ઘેરઘેર થઇ રહ્યા ! હિંદદાદા દાદાભાઇ છેક સાંજે આવવાના હતા. છતાં આમ ઉલ્લાસ સાથે ગભરાટથી કામ થતું હતું. કારણ કે દરેકને એવીજ ઇચ્છા હતી કે દાદાભાઇને વધાવવા સ્વશક્તિનો બને તેટલો વ્યય કરવો. એવો ભાવ પેદા થયા પછી આવી ધમધમાટી થઇ પડે તેમાં નવાઇ શી? એ ધમાલ વચ્ચે સાંજના ત્રણ વાગ્યા

એટલે લોકોએ રસ્તા ઉપર અને જે રસ્તે થઇને સરઘસ પસાર થ-
વાનું હતું ત્યાં આવેલાં મકાનોમાં એકઠાં થવા માંડયું. ગેલેરીઓ, ઝ-
રૂખાઓ, બારીઓ અને અગાશીઓ ભરાવા લાગ્યાં. એટલામાં તો
વખત સાંજના ચાર સાડાચારનો થયો એટલે શ્રીમંતોની ગાડીઓ
પણ એપોલો બંદર તરફ દોડવા માંડી. લોકો વહેલાંથી ભેગા થયા
પણ કાંઇ સ્ટીમર અથવા તો સર્વના લક્ષ્યબીંદુરૂપ પુજ્ય દાદાભાઇ
વહેલા આવી શકે તેમ નહોતું. ધક્કાધક્કી ખુબ થઇ અને વચવચમાં
"આવ્યા આવ્યા"ની ગપ ઉડે કે ધસારો પણ થાય. ટાઢા પહોરના
ગપ્પાઓ પણ ઉડવા લાગ્યા. કોઇ બીચારા અજાણ્યાઓ તો પડોશી-
ને પુછતા કે આ કયાંનો રાજા આવે છે? કોઇ પુછતું આ કયા મ-
હારાજ આવે છે? તે બીચારાઓને ખબર પણ નહોતી કે એ હિંદ-
નો સર્વ સત્તાવાન રાજા છે! એ પરોણો હિંદના જુદા જુદા ધર્મમાં
વહેંચાઇ ગયલા સર્વ લોકોનો, તેમને એકત્ર કરનારો આચાર્ય છે!
હિંદનો ઉદ્ધારક છે! હિંદનો દાદો છે! હિંદ તેના ઉપર તુષ્માન છે!
જે બીચારાઓને ખબર નહિ તેઓ આવા સ્વાલો પુછે અને કોઇ
જવાબ આપે અને કોઇ ન પણ આપે તેમ છતાં તે બીચારાઓ ત્યાં
કચડાઇ ભચડાઇને ઉભાજ રહેતા.

આવી સ્થીતીમાં છેક સાંજ પડી અને પુ. દાદાભાઇ એપોલો
બંદરે આવી પહોંચ્યા. તેમને લેવાને સ્ટીમ લોંચ ઉપડી એટલે દૈવી
દાદાભાઇનાં દર્શન કરવાની લોકોની ઉત્કંઠા બહુ વધી પડી. દરેકે
એક બીજાના માથાથી પોતાનું ડોકું ઊંચું નીચું કરવા માંડયું. જેઓ
ગેલેરી કે અગાસી જેવાં ઉંચાં સ્થાનેથી જોતાં હતાં તેમને જુદી
જુદી જાતની, જુદા જુદા રંગની અને જુદા જુદા દેશના જુદા જુદા
ઘાટોની ટોપીઓ કે પાઘડીઓ સીવાય એપોલો બંદરના વિશાળ ચો-

કમાં કાંઇ નજરે પડતું નહિ. સઉ કરતાં ઉતાવળ કાનજી માલજી ઝવેરીને થઇ રહી હતી. કારણ પુજ્ય દાદાભાઇ સીડી ઉપર પગ મુકે કે તરત મોતી માણેકથી વધાવવાની તેમની ઉત્કંઠાની સીમાજ નહોતી. સ્ટીમ લોંચ આવતી જોઇ એટલે તે ઘણી દુર હતી ત્યાંથીજ હુરરેના પોકારો થવા લાગ્યા. સ્ટીમ લોંચ નજીક નજીક આવતી ગઇ તેમ તેમ તે અવાજોમાં વધારોજ થતો ગયો. વંદેમાતરં, હિંદમાતાનો જય, દાદાભાઇનો જય, એ અવાજો પણ હુરરેના જેટલાજ જોસથી થતા હતા. સ્ટીમ લોંચ આવી; અને જેવો આ સઘળા હાદ, ઉત્સાહ અને આનંદનું મુળ બનેલા હિંદદાદાએ સીડી ઉપર પગ મુકયો કે તુરતજ ઝવેરી કાનજી માલજીએ તે પવિત્ર પુન્યાત્માને પુર્ણ હર્ષમાં આવી મોતી માણેકથી વધાવી દાદાની પાસે માથું નમાવી આશીષ માગી. દાદાની સર્વને શુભાશિષ મળી ચુકેલીજ છે અને ફરીથી પણ આપવાને તેઓ કંજુસ નથી. બાળાઓનાં આવકારનાં ગીત ગવાવા લાગ્યાં. હુરરે, વંદેમાત્રમ, શીવાજી મહારાજની જય, ભારતની જય, હિંદમાતાની જય, દાદાભાઇને પરમેશ્વર દીર્ઘાયુષ્ય આપો ! એ અવાજોએ કાન ફાડી નાખવા માંડયા. પણ દાદાભાઇને તે વખતે અતિ આનંદ ઉપજતો તેમના ચહેરા ઉપરથી જણાતો હતો. ભેગાં થયલાં અસંખ્ય માણસોની વચમાંથી પોતાની ગાડી સુધી જવું એ પણ દાદાભાઇને મુસ્કેલ હતું પણ સઉનાં મન રાજી કરતા કરતા એ વયોવૃદ્ધ વીરપુરૂષ પોતાને માટે ખાસ શણગારી તૈયાર કરવામાં આવેલી ગાડીમાં બીરાજ્યા. ગાડી અને તેમનું શરીર ફુલોથી ભરાઇ ગએલાંજ હતાં. એ વૃદ્ધ વીર પુરૂષની સાથે હિંદહાથી સર ફીરોજશાહ મહેરવાનજી મહેતા અને વીક્રાળ વાઘ મી. દીનશા એદલજી વાચ્છા બિરાજેલા હતા અને તેથી ગાડીમાં જાણે કે સાક્ષાત ત્રિમુર્તી બિરાજી ન હોય તેવોજ દેખાવ થઇ રહ્યો હતો.

આખરે સરઘસના આકારમાં વરઘોડો ચાલવો શરૂ થયો અને એ સરઘસને સેંકડો પાછળથી ધસતાં માણસોએ ધકેલવા માંડ્યુ. એપોલો બંદરથી એસ્પ્લેનેડ રોડ અને હોરનબી રોડ ઉપરનાં સઘળાં મકાનો ઉપર ઝગઝગતી પચરંગી રોશની થઇ રહી હતી. રસ્તા ઉપર કોઇક ઠેકાણે વાવટા તોરણો બાંધેલાં હતાં. કોટના બંબાખાના પાસે સરઘસ આવી પહોચ્યું એટલે યંગ લેડીઝ હાઇસ્કુલમાં અભ્યાસ કરતી બાળાઓએ પોતે ખાસ તાલીમ લઇ મોઢે કીધેલાં ગાયનો લલકારીને ગાયાં અને પોતાના પવિત્ર કોમળ હાથોથી પુજ્ય દાદાભાઇને ફુલના હારો પહેરાવ્યા. સરઘસ ત્યાંથી પણ આગળ ચાલ્યું અને ચાલુ હુરરેના અવાજો અને પ્રેમપુર્વક આવકાર મેળવતાં મેળવતાં હિંદ ભુમીના ખરા પુજારી પ્રતાપી દાદાભાઇ કાલબાદેવી રસ્તાપર આવી પહોંચ્યા. ભરચક દેશી વસ્તીનો અને દેશી વેપારીઓની દુકાનોનો રસ્તો હોવાથી એ રસ્તા ઉપર તેઓશ્રીને મળેલા માનનું વર્ણન થઇ શકે તેમ નથી. ઠામઠામ મી. દાદાભાઇના સંબંધમાં પ્રેમના અને હર્ષના ઉદ્દગારવાળાં તોરણો માથે લટકેલાં નજરે પડતાં હતાં. કાનજી માલજી ઝવેરીની દુકાને તો હીરા માણેકનું રૂ. ૧૨ હજારની કીમતનું તોરણ ટાંગવામાં આવ્યું હતું. ધ્વજાપતાકાની પણ સંખ્યા બેહદ હતી. સ્ત્રી, પુરૂષ, યુવાન, વૃદ્ધ કે બાળક હરકોઇ આતુરતાથી ઉલળી ઉલળીને હાથ જોડી તેમનાં દર્શન કરતું, દેવ સમાન માન આપતું, તેમનું દીર્ઘાયુષ્ય ઇચ્છતું અને જાણે કે તેમનો બદલો કેવી રીતે વાળી શકાશે એ વિચારમાં ડુબી જતું. શ્રીમંતોની દુકાનો અને મકાનપરની રોશની ઘણી સુંદર હતી પણ એ સઘળામાં મુળજી જેઠાના પ્રપૌત્ર મી. કરસનદાસ ધરમશીએ પોતાના લગ્ન પ્રસંગે આણેલી રત્નાગીરી લાઇટ સળગાવી સઘળાઓનું ધ્યાન ખેંચ્યું હતું. ઘરઘરનાં માણસો-

ની આંગળીએ ચડતાં ચડતાં દાદાભાઇ કાલબાદેવી ઉપરના રસ્તે આગળ ચાલ્યા અને દેવજી માલજી ઝવેરી તેઓશ્રીને સોના રૂપાનાં ફુલથી વધાવી કૃતકૃતાર્થ થયા. નામદાર દાદાભાઇની પધરામણી પ્રસંગે શાળાઓ, મીલો, તેમજ કાપડ બજાર અને દાણા બજાર વિગેરે બજારો ખાસ બંધ રાખવામાં આવેલાં હોવાથી આ રસ્તા ઉપર પ્રેક્ષકોની મેદની અસાધારણ હતી. ભુલેશ્વર પાસે આવી પુગતાં ના. દાદાભાઇને મુંબઇના ઝવેરાતના વેપારીઓએ માન આપ્યું. બાદ કુંભાર ટુકડા તરફ ચાલતાં ભુલેશ્વર વિગેરે મંદીરના બ્રાહ્મણોએ તેઓશ્રીને આશીર્વાદ આપ્યો. તે પછી સરઘસ ગીરગામ બેકરોડ, કામાબાગ અને ગ્રાંટરોડ પુલ ઉપર થઇ સઘળેથી લોકોની ભારે મેદની અને આવકાર વચ્ચે વાલકેશ્વર વેસ્ટ્રોપ હાઉસ ખાતે જઇ પહોંચ્યું. શ્રીમાન્ દાદાભાઇને આ પ્રસંગે જે માન મળ્યું તેને માટે ટુંકમાં એટલું કહેવું બસ થશે કે તેવું માન પુર્વે મુંબઇ નગરી પાસેથી કોઇ મેળવવા પામ્યું નથી. શ્રીમાન્ દાદાભાઇની મુંબઇ નગરીમાં પધરામણી થઇ ચુકયાના આનંદજનક સમાચાર તાર મારફતે મળતાં "જ્ઞાનો-તેજ"ક પત્ર (અમદાવાદ)ની ઓફીસમાં પણ ભારે હર્ષ ફેલાયો અને રા. મહાસુખરામ નરભેરામ કવિ પાસે રચાવી સહવારમાં (તા. ૧૫મીની) નીચેની કવિતા પ્રગટ કરી તેઓશ્રીને આવકાર આપ્યો.

## દેવપુરૂષ દાદાભાઇની પધરામણી.

### દોહરો.

ઉજવલ તન મન વચત ને, ઉજવલ કર કૃતિ કેશ;<br>
ઉજવલ ગંગ તરંગ ઉર, ઉજવલ નિત્ય ઉદેશ.<br>
ઉજવલ રંગ સુઅંગ ને, ઉજવલ મુખ હમેશ;<br>
ભલે પધાર્યા નર મણી, ઉજવલ કરવા દેશ.

## સોરઠ.

આનંદ મંગલ દિવ્ય દિપોત્સવિનો દિન આજ છે રે,
  ત્રુઠ્યા જગરાજ છે રે, આનંદ.
આજ હિંદ હિતકારી આવ્યા, દાદાભાઇ સ્વદેશ સુહાવ્યા,
  ભાવ્યા ભાણુ ભરતનાં સરિયાં કાજ છે રે, આનંદ.
આજ વૃષા અમૃતની વર્ષે, નવલ જિવન પામ્યાં જન સ્પર્શે,
  હર્ષે હિંદ નિવાસી રંજન રાજ છે રે, આનંદ.
આજ કરા સાકરના ખરિયા, સુખના સાગર સાતે ભરિયા,
  જનના મુખમાં જય જયકાર અવાજ છે રે, આનંદ.
હિંદુનો હૈયાનો હીરો, પ્રાણ પારસીનો નર વીરો,
  મુસલમાન પણ માને શીરનો તાજ છે રે, આનંદ.
યુરોપીયન યાહુદી આદી, પરમ પુરૂષની સ્હાય પ્રસાદી,
  ગુણવંતાના સર્વ જપે ગુણ ગાજ છે રે, આનંદ.
શૂર પુરૂષ સૌને છે સરખા, નેહ ધરીને નયને નરખ્યા,
  સુખી થયો આ સઘ સ્વદેશ સમાજ છે રે, આનંદ.
આર્યભૂમી ઉભરાઇ ઉમંગે, સુપુત્ર લે સહ પ્રેમ ઉછંગે,
  સંતોષી આશીષ દે રક્ષક લાજ છે રે. આનંદ.
રસવંતી રંજન થઇ રંગે, નિરખો પુત્ર ઉદયગિરિ શ્રૃંગે,
  **મહાસુખ** રાજવીમાં હિતકાર રીવાજ છે રે, આનંદ.

## સવૈયા.

સ્વદેશની આચરવા સેવા, મેવા મધુરા દેવા કાજ,
લેવા ભાળ દયાળ દયા ધરી, વધારવા દેશીની લાજ;
હરવા દુઃખ ભરવા સુખ શાન્તિ, કરવા કુમક ચહી કલ્યાણ,
ભલે પધાર્યા ભૂપ ભલાઇના, દાદાભાઇ ભરતના ભાણુ.

યુરોપમાં આકર્ષણ કરીને, મેળવિયાં મહાજનનાં મન,
આખી ઉમ્મર યત્ન આચર્યો, અર્પણ કરીને તન મન ધન;
ખરી સ્થિતી દર્શાવી દેશની, અચકાવી અગણિત થતિ હાણ,
ભલે પધાર્યા ભૂપ ભલાઇના, દાદાભાઇ ભરતના ભાણ.
પ્રમુખપદેજ બિરાજી પોતે, પ્રેમતણું દેશે પ્રિય પાન,
પ્રસિદ્ધ કરશે આમ સભાને, વધારશે કોંગ્રેસનું માન;
રાજ્ય પ્રજાની ચહિ આબાદી, લક્ષ કોટિધા દેશે લ્હાણ,
ભલે પધાર્યા ભૂપ ભલાઇના, દાદાભાઇ ભરતના ભાણ.
સ્વદેશમાંહી સંપ વસાવી, ઉદય તણા કરશે ઉદ્યોગ,
કળા યંત્ર કોટીક વસાવી, હરશે અસ્તરૂપી સૌ રોગ;
ભોજ કર્ણ વિક્રમને ભૂલી. જન જપશે દાદાનું નામ,
દાદાને દિર્ઘાયુષ આપો, ઇશ્વર માગે મહાસુખરામ.

એજ મુજબ શ્રીમાન્ દાદાભાઇ તેમના કુટુંબને મળવા વેસાવે ગયા ત્યાં તેમજ કલકત્તે જતાં રસ્તામાં સર્વ સ્થળે તેમને પારસી કોમ તરફથી તેમજ સમગ્ર પ્રજા તરફથી હર્ષભેર આવકાર મળ્યો હતો.

મી. દાદાભાઇ કલકત્તે તા ૨૪ મીએ જઇ પુગ્યા. તેમને માન આપવાને કલકત્તા સ્ટેશન ઉપર હજારો લોકો એકઠા થયા હતા. ગાડી જઇ પુગતાંજ ખુશાલીના બેશુમાર અવાજો શરૂ થયા. લોકોનો ધસારો એટલો થયો કે અર્ધા કલાક સુધી ટ્રેનનું બારણું ઉઘાડી શકાયું નહિ અને શ્રીમાન્ દરભંગા નરેશને પણ ડબાની બીજી બાજુએ જઇને આવકાર આપવાની જરૂર પડી. વીખ્યાત સુરેન્દ્રનાથે શીશ નમાવી કલકત્તાની પ્રજા તરફથી આવકાર આપ્યો. ઘણી વાર પછી દાદાભાઇ ડબા બહાર નીકળતાં તેમના ઉપર ફુલોની વૃષ્ટી થઇ. પટણાના ઝવેરી મંગળજીએ તેમને માણેક મોતીથી વધાવ્યા, બાદ સ્ટેશન

બહાર જઇ પોતા માટેની ચાર ઘોડાની ગાડીમાં બીરાજ્યા. ચુનાની ફેશનમાં સજ થયેલા વોલંટીઅરો, જેમાં ઘણાખરા મુસલમાનો હતા તેમણે પોતે ઘોડાનું સ્થાન લઇ ગાડી ખેંચવા આગ્રહ કીધો, પરંતુ દાદાભાઇએ હઠ પકડી તે માગણી સ્વીકારી નહિ. લોકોનો ધસારો વધી પડયો. ગાડીને ચાલવું પણ મુસ્કેલ થઇ પડતું. હજારો મુખ-માંથી "વંદે માતરમ" ના પોકાર થતા હતા. રસ્તામાં પારસી બા-ઇઓ તથા દસ્તુરજીએ તેમને આવકાર આપ્યો. નામદાર દાદાભાઇની સ્તુતીમાં "હરીફાઇ ન થઇ શકે તેવું મોતી" તથા "નવીન દીવસ દેખાડનારો શુરવીર" એ મથાળાનાં ગીતો માર્ગમાં ગવાયાં અને સ્ત્રીઓ તેમજ પુરૂષોના પ્રેમના આવેશથી થતા ધસારા વચ્ચે સ્થળે સ્થળે થોભતાં થોભતાં સરઘસ બીડન સ્કવેર સુધી જઇ પુગ્યું. ત્યાં કહેવાતી હદપાર જનારી મંડળી (Extreinist party)ના સભાસદોએ શ્રીમાન્ દાદાભાઇને અતિ ઉલટથી આવકાર આપ્યો. આગળ ચા-લતાં ગીરદી વધી પડી. સ્ત્રીઓ પણ ઝરૂખામાં બેસી પુજ્ય દાદાભા-ઇને હર્ષપુર આવકાર આપતી. ત્યાંથી આગળ ચાલતાં બીટન કોલે-જીએટ સ્કુલની સ્ત્રી વિદ્યાર્થીઓએ ફુલથી વધાવી પવિત્ર દાદાભાઇને માન આપ્યું. સર્વ તરફથી એ પ્રમાણે અસાધારણ આવકાર પામી મી. દાદાભાઇ ના. દરભંગા નરેશના મહેલમાં જઇ પહોંચ્યા અને ત્યાં તે લાયક મહારાજાએ તેમને ફુલનો હાર પહેરાવી આવકાર આ-પ્યો. સરઘસ પસાર થતી વેળાએ રસ્તાઓપર જે વાવટાઓ ઉડતા હતા તેમાં કેટલાકમાં "સ્વદેશી હીલચાલને ટેકો આપજો," "ભા-ગલા દુર કરાવજો" અને "આપણા વૃદ્ધ ગ્રહસ્થ ભલે પધારો" એવા શબ્દો ધ્યાન ખેંચે તેમ લખાયલા હતા.

મી. દાદાભાઇને આમંત્રણ થવાથી તા. ૨૫ મીએ સાંજે તેઓ

પ્રદર્શનની મુલાકાતે ગયા હતા. ત્યાં પણ દાદાભાઇને માન આપનારા લેખો ટાંગવામાં આવ્યા હતા. મી. દાદાભાઇને કેટલાક દુકાનદારોએ વારંવાર મળી ન શકે તેવા માલના નમુના ભેટ કીધા હતા.

કોંગ્રેસનું કામકાજ તા. ૨૬ મીથી શરૂ થયું. ઓન. સર ફીરોજશાહ મહેતા, ઓ. મી. ગોખલે અને મી. દીનશા એદલજી વાચ્છા સાથે માનવંત દાદાભાઇ ત્યાં જઇ પહોચતાં સઘળાઓએ ઉભા થઇ આવકાર આપ્યો અને એ ખીચોખીચ ભરાયલા મંડપમાં થઇને બેઠકે પહોંચતાં તેમને પા કલાક થયો ત્યાં સુધી સર્વે ઉભાજ હતા. ખુશાલીના તથા બંદેમાતરમના અવાજો પણ ચાલુજ હતા અને કેટલાકો તો પોતાના રૂમાલ તથા ટોપી હલાવીને આવકાર આપતા હતા. કોંગ્રેસના પ્રમુખ તરીકે તે વેળાએ શ્રીમાન્ દાદાભાઇએ વિદ્વતાભર્યું ભાષણ આપ્યું જે નીચે પ્રમાણે હતું:—

**બાનુઓ અને ગૃહસ્થો,**

હિંદી પ્રજાકીય કોંગ્રેસના પ્રમુખ તરીકે ત્રીજી વાર ચુંટી કહાડીને તમોએ જે માન મને આપ્યું છે તે માટે હું દીલોજાનથી તમારો આભાર માનું છું અને આશા રાખું છું કે પ્રમુખ તરીકેની મારી ફરજ બજાવવામાં તમો મને દીલોજાનથી મદદ અને ટેકો આપશો.

હિંદ આવવા ઉપડતી વેળાએ "યુનાઇટેડ આઇરીશ લીગની પાર્લામેંટ બ્રેન્ચ" "બ્રેકફાસ્ટ મીટીંગ," "નોર્થ લેમ્બેથ લીબરલ એન્ડ રેડીકલ કલબ" તથા "નેશનલ ડેમોક્રેટીક લીગ" તરફથી મને જે ઉત્સાહપુર્વક દીલોજાની ભરેલો આવકાર દેવામાં આવ્યો તે માટે તેઓ સઘળાંનો હું ખરા જીગરથી આભાર માનું છું.

કોંગ્રેસ ઉમ્મરે પહોંચ્યા પછીની તેની આ પહેલવહેલી બેઠક છે,

તે જોતાં હિંદીઓની હાલની સ્થીતી કેવી છે અને તેમનું ભવિષ્ય કેવું ઘડવું જોઇએ તે વિષે સંભાળપુર્વક વિચાર ચલાવેલો પ્રાસંગિક થઇ પડશે. આ અગત્યની બાબત હાથ ધરતી વેળાએ ઢોળાયલાં દુધ ઉપર ફરીને વિલાપ કરવાનો હું ઇરાદો રાખતો નથી. માત્ર ભવિષ્ય ઉપરજ નજર રાખીને હું આગળ વધવા માગું છું. કોંગ્રેસની કાર્યવાહીના નીચે પ્રમાણે બે વિભાગો પાડી શકાશે.

પહેલો અને સર્વથી વધુ અગત્યનો ભાગ ભવિષ્યમાં હિંદ ઉપરનો રાજ્યકારોબાર ચલાવવાના ધોરણ માટેની રાજનિતી અને નિયમો મુકરર કરવાના સ્વાલને લગતો છે. બીજો ભાગ હાલના રાજ્યવહિવટ પ્રમાણેના અમલ ઉપર બારીક નજર રાખવા અને જુદાં જુદાં ખાતાંઓમાં જે સુધારાઓ અને ફેરફારો વખતોવખત અવશ્યના જણાય તે સુચવ્યાં જવાનો છે; તે રાજ્યકારોબારનું હાલનું ધોરણ મુળ ધરથી બદલી નાંખી પહેલા ભાગમાં જણાવેલો આશય પાર પાડવાને બરના વાસ્તવિક નિયમો અને રાજ્યનિતી ઉપર તે રચવામાં આવે ત્યાં સુધીજ.

હું મારા ભાષણમાં કોંગ્રેસે બજાવવાના એ કામોમાંના પહેલા વિષેજ મુખ્ય કરીને બોલવા માગું છું, એટલે કે ભવિષ્યમાં હિંદનો કારોબાર કેવી રાજ્યનિતી અને કેવા નિયમો ઉપર ચલાવવો જોઇએ તે વિષેજ હું બોલીશ.

બ્રીટીશ શહેનશાહતમાં હિંદીઓનો દરજ્જો કેવો છે? મારો પહેલો સ્વાલ એ છે કે તેઓ બ્રીટીશ શહેરીઓ છે કે નહી? હું કહું છું કે આપણે બ્રીટીશ શહેરીઓ છીએ અને બ્રીટીશ શહેરીઓના તમામ હકો ભોગવવાનો આપણો હક પહોંચે છે અને તે માટે આપણે દાવો ઉઠાવીએ છીએ. આપણે બ્રીટીશ શહેરીઓ કેવી રીતે છીએ

તે દર્શાવનારાં ખરાં કારણો હું સર્વેથી પહેલાં તમો હજુર ધરીશ.

આ હક આપણને જન્મથીજ મળ્યા જેવો છે કેમકે ઇંગ્લાંડે હિંદ ભુમીના મુલકમાં સર્વેથી પહેલો કબજો મેળવી તે ઉપર પોતાની સર્વોપરી સત્તા જાહેર કરી તે વેળાએજ આપણો એ હક તેણે સ્વીકાર્યો છે. તે વેળાના બ્રીટીશ રાજ્યદ્વારીઓએ બ્રીટીશ રાજ્યબંધારણના મુળ પાયા અને ખાસીયતને અનુસરતી રીતેજ કામ લઇ ઠરાવ્યું હતું કે, જે કોઇ ઇસમ ગમે તેવી રીતે પણ બ્રીટીશ ઝુંડાના આશ્રય હેઠળ આવી રહ્યો હોય તે "ઇંગ્લંડમાંજ જન્મેલા અને રહેતા" ઇસમના જેવોજ છુટાપણું ભોગવતો બ્રીટીશ શેહેરી છે. આપણા હાલના વડા પ્રધાનના નીચલા શબ્દોમાં મુળ પાયેથીજ તે વાતનો સ્વીકાર કરવામાં આવ્યો છે:—"છુટાપણું એ આપણી જીંદગીના દમ શ્વાસનું છે. અમો છુટાપણાંનો ઝુંડો ઉપાડી ઉભા છીએ અને અમારી રાજ્યનીતી તે છુટાપણાંની રાજ્યનીતી છે." આપણા હાલના હીંદી પ્રધાન મી. મોરલીના શબ્દો નીચે પ્રમાણે છે:— "હા, મહસ્યો, અંગ્રેજો આજ પર્યંત હમેશાં વીચારતા આવ્યા છે તેમ "છુટાપણું" એ પવીત્ર શબ્દમાં માણસની છાતીને ઉત્તેજીત કરે એવી તેની ચહડતામાં ચહડતી અભીલાષાઓનો સમાવેશ થાય છે." છુટા ગણાવા અથવા છુટાપણું ભોગવવાનો જન્મ સાથ જોડાયલો આ હક ઇંગ્લંડ સાથના આપણા સંબંધની શરૂઆતથીજ એટલે જે દીવસથી બ્રીટીશ ઝુંડાના રક્ષણ તળે આપણે આવ્યા તે દીવસથીજ આપણને મળેલો છે. પોતાના તાબાના મુલક તરીકે મુંબઇના ટાપુનો પહેલવહેલો કબજો લેવામાં આવ્યો તે વેળાની સરકારે ઇસ્ટ ઇંડીયા કંપનીને આપેલી મુલકી હકોની પ્રથમ સનંદમાં જાહેર કર્યું છે કે:—

"અને અત્રેથી જાહેર કરવામાં આવે છે કે મજકુર ટાપુમાં

નામદાર શહેનશાહની રૈયત તરીકે વસ્તા સઘળા આસામીઓ અને ટાપુ ઉપર જનમેલાં તેમનાં બચ્ચાંઓ અને ઓલાદો ઇંગ્લાડમાં જનમેલા અને વસતા લોકોના જેવુંજ છુટાપણું ભોગવવાને લાયકના અને તે નામદારની અસલ રૈયતના જેવાજ ગણાશે.”

વળી એ પહેલી સનંદમાં બક્ષેલા તમામ હકો ભવીષ્યમાં બ્રીટીશ ઝુંડા હેઠળ આવતા મુલકોની તમામ રૈયતને એકસરખા બક્ષવામાં આવ્યા છે. આ પ્રમાણે “છુટા” ગણાવાનો, અને “ઇંગ્લંડમાંજ જનમેલા અને વસતા” અસલ બ્રીટીશ લોકોના જેવાજ સઘળા હકો ભોગવવાનો હિંદીઓનો દાવો ઇંગ્લંડ સાથના પહેલવેહેલા રાજ્યદ્વારી જોડાણના સમયથીજ ખુલ્લી રીતે કબુલ રાખવા અને જાહેર કરવામાં આવ્યો છે.

આજથી અઢી સદીની વાત ઉપર એટલે સત્તરમા સૈકામાં જે એવું જાહેરનામું કહાડવામાં આવ્યું હતું કે આપણે હિંદીઓ બ્રીટીશ ઝુંડાના રક્ષણ હેઠળ આવ્યાની સાથેજ છુટાપણું ભોગવતા શહેરીઓ થઇ ચુકયા છીએ તેનો હવાલો તમને આપવા પછી હવે આ વીશમી સદીના બે આગેવાન રાજ્યદ્વારીઓએ શું કહ્યું છે તેનો હવાલો હું તમને આપીશ. જ્યારે બુર લોકોને હરાવીને તાબે કરવામાં આવ્યા ત્યારે હાલના વડા પ્રધાને કહ્યું હતું કે “આ લોકો જેમની સાથે આપણને કામ લેવાનું છે તેઓ હવે પછી આપણા ભાઇબંધ શહેરીઓ થવાના છે એટલુંજ નહિ પણ અત્યારથીજ તેઓ આપણા ભાઇબંધ શહેરીઓ થઇ ચુકયા છે.” તેજ પ્રસંગ ઉપર બોલતાં સર વીલીયમ હારકોર્ટે જણાવ્યું હતું કે “તમારા ભાઇબંધ શહેરીઓ સાથે તમે જે રીતે કામ લેવા માગો છો, તે આ છે.”

આ ઉપરથી તમો જોશો કે જે પળથી એક પ્રજા બ્રીટીશ ઝુંડા

તળે આવે છે તે પળથીજ તે "છુટાપણું ભોગવતી" અને બ્રીટી-શોના "ભાઇબંધ શહેરીઓ" જેવી બને છે. આપણ હિંદીઓ જે પળથી બ્રીટીશ ઝુંડાના રક્ષણ તળે આવ્યા તે પળથી "ઈંગ્લાંડમાં જન્મેલા અને ઉછરેલા" બ્રીટીશ શહેરીના જેવુંજ છુટાપણું ભો-ગવતા બ્રીટીશ શહેરીઓ ઠરી ચુકયા છીએ અને તે હક જન્મથી-જ આપણી સાથે જોડાએલો રહ્યો છે.

બુર લડાઇ પાછળ ઈંગ્લાંડને વીશ કરોડ પાઉંડનો ખર્ચ બેઠો હતો અને તેનાં વીશ હજાર માણસો માર્યા જવા ઉપરાંત વીશ હજાર જખમી થયા હતા. બીજા હાથ ઉપર હિંદ માટે કાંઇ પણ ખર્ચ બે-સવા વિના તેના કબજાથી બ્રીટન સામું માતબર થયુ છે. તેનો કબજો મેળવવામાં જે લોહી રેડયું હતું તે મોટે ભાગે હિંદીઓનુંજ હતું. તેમ છતાં આ ઘણું વિચીત્ર છે કે જીતાયા પછી માત્ર થોડાજ વરસોમાં બુરોએ સ્વરાજ્યનો હક મેળવ્યો છે ત્યારે હિંદે બસો વરસ વીતી ગયાં છતાં તેવો સ્વરાજ્યનો હક મેળવ્યો નથી.

સત્તરમી સદીના બ્રીટીશ રાજ્યદ્વારીઓ અને તેમની બ્રીટીશ ઝહેન અને નીયમોને જેટલું માન અને કીર્તી આપીયે તેટલું થોડુંજ કહેવાશે. હાલ વખતના લીબરલો અને લીબરલ સરકારને તે જુના નીયમો માટે મગરૂર થવાનો દરેક હક છે; અને હવે જ્યારે તે પવિત્ર જુના નીયમોનો સુખદાયક અને આશીર્વાદ ભરેલો પુનર્જન્મ થયો છે ત્યારે હાલની સરકાર તે જુના નીયમોને અનુસરતું વર્તન કરશે અને ઈંગ્લાંડમાં "જન્મેલા અને ઉછરેલા" શહેરીના સરખાજ હિંદીઓએ જન્મથી મેળવેલા હકનો સ્વીકાર કરી તે તેમને ભોગવવાનો માર્ગ કહાડી આપશે એવી આપણે વ્યાજબી રાહે વકી રાખી શકીએ. તે વકી પાર પાડી આપવાને ઈંગ્લાંડ બંધાયેલું છે. બ્રીટીશ શહેરીઓ

તરીકેના આપણા હકો બીલકુલ વાંધા વીઝી વિનાના છે. દરેક બ્રી-
ટીશ હિંદી રૈયત એક હક તરીકે ઇંગ્લાંડમાં ચુંટણીનો હક ભોગ-
વવા અને પાર્લામેંટના સભાસદ તરીકે ચુંટી કહાડવાને લાયક છે.
તેની સામે થવાની ઇંગ્લાંડમાં કોઇ સ્વપ્ને પણ ખ્યાલ કરતું નથી.
એક વખત મારા બાબમાં પક્ષકારો વચ્ચેની ચડસાચડસીને લીધે મત
આપનાર તરીકે મારૂં નામ રજીસ્ટરમાં દાખલ કરવા સામે વાંધો લે-
વાની સુચના કરવામાં આવી હતી, પણ મતપત્રક સુધારનાર બેરી-
સ્ટરે એકદમ તે વાંધો તુચ્છકારી કહાડયો હતો કેમકે હિંદી તરીકે
હું પણ બ્રીટીશ શહેરીજ હતો.

ઇસ્ટ ઇંડીયન કંપનીને મળેલી સનંદમાં હિંદીઓના બ્રીટીશ શ-
હેરીઓ તરીકેના હકો જાહેર કરવામાં આવ્યા છે એટલુંજ નહિ પણ
તે જાહેરનામાની રૂએ વળી તે હકો સાચવવાની પણ કબુલત આપ-
વામાં આવી છે. નામદાર મર્હુમ મહારાણી વીકટોરીયાએ ઢંઢેરો ઘડી
કહાડવાની ફરમાશ કરનારા લોર્ડ ડારબી જોગા પત્રમાં જણાવ્યું હતું
કે, "બ્રીટીશ તાજની રૈયતની એકસરખી સપાટીએ મેલાવાથી ત-
મજ સુધારાની પુરે આવતી આબાદીથી હિંદીઓ કેવા હકો મેળવશે
તે દેખાડી આપશે." આ ફરમાશની રૂએ ઘડી કહાડવામાં આવેલા
ઢંઢેરામાં ઇશ્વરને હાજર નાજર જાણીને પુર ગંભીરાઇથી અને કાંઇ
પણ અંકુશ વિના નીચે પ્રમાણે જાહેર કરવામાં આવ્યું છે અને ક-
બુલાત આપવામાં આવી છે.

"અમારા હિંદી મુલકના વતનીઓ પ્રત્યે અમારી બીજી બધી
રૈયતો પ્રત્યેની અમારી ફરજના જેવીજ જોખમદારીઓ અદા કરવાને
અમો બંધાઇએ છીએ અને સર્વ શકતીમાન ઇશ્વરની આશીક્ષથી
અમારી તે જોખમદારીઓ પુર્ણપણે અને અંતઃકરણથી અમો બ-

આવીશું." ઇશ્વર કે માણસ સન્મુખ આ કરતાં વધારે પવિત્ર અને ગંભીર કબુલાત બીજી તે કેની હોઇ શકે?

હિંદનાં શહેનશાહબાનુનો ખેતાબ ધારણ કરતી વેળાએ વાંચવામાં આવેલા ઢંઢેરાને પ્રસંગે મર્હુમ ના. મહારાણીએ તે વેળાના વાઇસરૉય લૉર્ડ લીટન ઉપર તારનો એક સંદેશો મોકલાવ્યો હતો તેમાં લખ્યું હતું કે—"મોટામાં મોટાથી તે અદનામાં અદના સુધી સર્વેને ખાત્રી આપજો કે અમારા અમલમાં છુટાપણાં, ન્યાય અને ઇન્સાફના મહાન નીયમો ઉપર તેઓ સર્વેનો એક સરખો હક સ્વીકારવામાં આવ્યો છે; તેઓ સઘળાના સુખની વૃદ્ધી કરવી, તેમની આબાદીમાં ઉમેરો કરવો અને તેમની બહેતરીની તરક્કી કરવી એજ અમારી શહેનશાહતની તુરત વેળાની નેમો અને હેતુઓ છે."

એ તો ખુલ્લુંજ છે કે આપણા સુખની વૃદ્ધી કરવાનો હેતુ પાર પાડવાનો એકલો આધાર છુટાપણા, ન્યાય અને ઇન્સાફના તે મહાન નીયમો ભોગવવાને આપણને શકતીવાન કરવા ઉપરજ રહેલો છે; એટલે કે, સ્વરાજ્ય ભોગવવાનું બ્રીટીશ છુટાપણું આપણને મળવું જોઇએ. ૧૮૮૭ ની જ્યુબીલીને ટાંકણે મહારાણી શહેનશાહબાનુએ ફરીને ઢંઢેરામાં આપેલી કબુલાતોમાં નીચે પ્રમાણે ભાર મેલીને કોલ આપ્યો હતો:—

"હિંદુસ્તાનનો રાજ્યકારોબાર સીધ્ધો અમોએ અમારા હાથમાં લીધો તે પ્રસંગે બહાર પાડેલા ઢંઢેરાને હિંદી રાજવંશીઓ અને રૈયતના છુટાપણાંની સનદ તરીકે ઓળખાવવામાં આવે છે. તે ઢંઢેરામાં મુકરર કરવામાં આવેલા નીયમો ચુસ્તપણે બજાવવાની અમો હમેશ દીલોજાનની ભરેલી ખાહેશ ધરાવતાં આવ્યાં છીએ અને હવે પછી પણ હમેશાં તેજ પ્રમાણે રહેશે."

આપણે હાલ જે માગીએ છીએ તે એ સનંદમાં આપણને બક્ષવામાં આવેલા છુટાપણા—અથવા બ્રીટીશ શહેરીઓ તરીકેના આપણા હકો કરતાં સહેજ પણ વધારે નથી.

હાલના નામદાર શહેનશાહે કબુલાત આપી છે કે "સઘળી વખતુની મારી હિંદી રૈયતની સામાન્ય આબાદી ખીલવવા માટે પહેલવહેલાં મહારાણી-શહેનશાહબાનુએ બેસાડેલા ઉત્તમ દાખલાની નકલ કરવાને હું મારાથી બનતું કરીશ." વળી એક ભાષણમાં તે નામદારે કહ્યું હતું કે "હું અંતઃકરણથી માનુંછુ કે જેમ આ સંસ્થાનોમાં તેમ મારી શહેનશાહતના બીજા તમામ ભાગોમાં સ્વરાજ્યજ ધોરણનાં ખાતાંઓની સ્થાપનાની પુઠે વધતી જતી આબાદી અને શહેનશાહત પ્રત્યે ધાડી વફાદારીનો પ્રચાર કરશે." વડો પ્રધાન આ સઘળી કબુલાતોનો અર્ક ખેંચી જણાવે છે કે "એક સરકારનો કારોબાર ગમે એવો સારો હોય તોપણ પોતે પોતા ઉપર અમલ ચલાવતી પ્રજાકીય સરકારની જગ્યા કદી લઇ શકે નહિ."

આ પ્રમાણે જે સરકાર સાંપત્તિક લાભોની નજરે જોતાં નઠારી કહેવાય અને રાજ્યબંધારણના નીયમોની રૂએ તપાસતાં બંધારણ વિનાની આપખુદ સરકાર ગણાય તે સ્વરાજ્યની જગ્યા કેમ સાચવે? અને "વધતી જતી આબાદી અને શહેનશાહત પ્રત્યે ધાડી વફાદારી" ની લાગણી બરપા કરવા માટે "છુટાપણાંના નીયમોને અનુસરતાં ખાતાંઓની સ્થાપના કરવાનું" કેટલું વધારે અવશ્યનું થઇ પડેલું સમજવું જોઇએ!

ઉપર જે ગંભીર કબુલાતો વિષે મેં ઇસારો કીધો છે તેને આધારે બ્રીટીશોએ કબુલેલા સઘળા હકો માન ભરેલી રીતે પરિપુર્ણ કરાવવાનો દાવો કરવાનો આપણને દરેકે દરેક હક છે, અને તે મુ-

જન્મજ જન્મ તેમજ ગંભીર કોલોની રૂએ આપણને મળેલા સઘળા બ્રીટીશ હકો મેળવવાનો આપણે દાવો ઉઠાવીએ છીએ. બ્રીટનની ફરજ, ઇનસાનીયતપણું, પ્રતિષ્ઠા, છુટાપણાં માટેનો તેનો ચાહ અને ઓપ્ધો, ઉતરેલો વારસો, ગંભીર કબુલાતો, અંતઃકરણ, પ્રમાણીકપણું અને સુધારો એ સઘળું આપણા બ્રીટીશ હકો માટે સંતોષ આપવાની જોખમદારી તેને માથે મેલે છે.

આગલી સદીઓમાં જે બદબખ્તી અને ખરાબીઓ આપણે સહેલી છે તેનો ઇશ્વર તેમજ ઇનસાનીયતને ખાતર હવે બદલો વાળી આપતો ઘટારત છે; અને છુટાપણા તથા સ્વરાજ્ય માટેની જુના વખતની ઉદાર બ્રીટીશ પ્રેરણાબુદ્ધી હાલને સમયે પાછી સજીવન થઇ છે તે વેળાએ તે સજીવન કરનારાઓના હાથ ઉપર તેવો ઇનસાફ મેળવવાને આપણે વ્યાજબી રાહે આશા બાંધી શકીએ. ભુતકાળમાં આપણે શું શું સહેલું છે તેની વીગતોમાં હું ઉતરવા માગતો નથી.

લગભગ દોઢ સદી થયાં જે જાતનું અકુદરતી રાજ્યબંધારણ હિંદ ઉપર ઠસવવામાં આવ્યું છે તેને એક દીવસ પણ શરણ થવાને બ્રીટીશ પ્રજા કદી કબુલે નહિ. સર હેનરી કેમ્પબેલ બેનરમેને મી. બ્રાઇટનો જે ઉતારો ટાંકયો છે તે એ બાબતમાં ખરેજ ઉપયોગી જણાય છે;—“મને યાદ છે કે એક પ્રસંગે જોન બ્રાઇટે આ.મની સભા હજુર ભાષણ કરતાં રાજ્યદ્વારી બાબતો વિષે ઈશારો કરનારી એક કવીની નીચલી લીટીઓ ટાંકી બતાવી હતી:—

“આ પૃથ્વી ઉપર કાંઇક એવી વસ્તુ છે કે જે ઢંકાયલી હોવા છતાં પાર્લામેન્ટ અથવા રાજા કરતાં વધારે ઇશ્વરી અંશ ધરાવનારી છે.” સર હેનરી વળી પુછે છે કે “તે વધારે ઇશ્વરી અંશ ધરાવનારી ચીજ કઇ છે? ઇનસાનનું અંતઃકરણ કે જે ઇનસાનના અ-

બીપ્રાય અને ઇનસાનની દીલસોજીના સંબંધમાં પ્રેરણાબુદ્ધી માફક કામ કરે છે. હું ઇંગ્લંડના સત્તાવાળાઓ પાસે માગું છું કે ઇનસાનના તે અંતઃકરણ—"વધારે ઇશ્વરી અંશ ધરાવનારી તે ચીજ" નો ઊપયોગ હિંદના સંબધમાં પણ કરવા. મી. મોર્લીના શબ્દોમાં કહીએ તો "આપણી માતૃભુમી (ઇંગ્લંડ)ને માટે એક પ્રકારનું અંતઃકરણ અને જે બાહોળા વિસ્તારના મુલકો સુધી તમારી નજર પહોંચતી નથી તેમને માટે બીજું અંતઃકરણ આપણે રાખવા માંડયું તો તે આપણે માટે ખચીત માઠું થઇ પડવાનું."

હવે બીજો સ્વાલ એ છે કે એવા કયા બ્રીટીશ હક છે કે જે મેળવવા માટે દાવો કરવાનો આપણને હક છે? આ પ્રસંગે તે બાબતમાં કોઇ વિગત કે તકરારમાં હું ઉતરવાનો નથી. હું તેટલા માટે મુળ નીયમનેજ વળગી રહીશ.

(૧) જે પ્રમાણે યુનાઇટેડ કીંગડમનાં સઘળાં સરકારી ખાતાંઓ અને નોકરીઓનો વહિવટ ત્યાંના લોકોના પોતાના હાથમાં છે, તેમ હિંદનાં સઘળાં સરકારી ખાતાં અને સઘળી સરકારી નોકરીનો વહિવટ હિંદના લોકોના પોતાનાજ હાથમાં રહેવા પામે એવી ગોઠવણ કરાવવાનો દાવો આપણે કરવો જોઇએ. એ કાંઇ માત્ર હક અને કેળવણી પામેલાઓની ઉમેદોનોજ સ્વાલ નથી; એ પણ પુરતી અગત્ય ધરાવનારો છે. નાણાં અને વેપાર રોજગાર સંબંધી તે દેખીતા અનર્થ ઉપર સર જોન શોએ એકસો વીશ વરસ ઉપર ધ્યાન ખેચ્યું હતું અને જે, દેશમાંથી દોલત ઘસડાઇ જવાનું અને દેશની નિર્ધનતાનું મુળ કારણ છે, તેના એક પુરા ઇલાજ તરીકે તેની જરૂર છે. પ્રજાની નાણાં સંબંધી તેમજ તેની નીતિ કેળવણી, રાજ્યદ્વારી, સાંસારીક ઉદ્યોગ હુન્નર સંબધી સ્થિતિના ૨.ને બીજા દરેક પ્રકારના

સુધારા વધારા તથા આબાદી માટે તેની નહિ દુર કરી શકાય એ-
ટલી મોટી જરૂર છે.

(૨) ગ્રેટબ્રીટન અને આયર્લાંડ તથા સંસ્થાનોમાં જેમ સઘળા
કર અને કાયદા અને કરની ઉપજ ખર્ચવાની સત્તા તે દેશોની પ્ર-
જાના પ્રતિનીધીઓના હાથમાં છે, તેમ હિંદી પ્રજાના હાથમાં પણ
તે રહેવું જોઈએ.

(૩) ઈંગ્લાંડ અને હિંદ વચ્ચેનો નાણાં સંબંધી સંબંધ ન્યા-
યી અને સમાન નિયમ ઉપર રહેવો જોઇએ, એટલે કે દીવાની,
લશ્કરી કે દરીયાઈ જે પણ ખાતા માટે હિંદ ખર્ચ આપે તે ખા-
તામાં તેના તરફના ખર્ચના પ્રમાણમાં તેને પગાર, પેન્શન બદલા
વગેરેનો હીસ્સો મળવો જોઇએ, કેમકે હિંદને હમેશાં શહેનશાહતના
ભાગીદાર તરીકે ઓળખવામાં આવે છે. આપણને કાંઈ મહેરબાની
જોઇતી નથી. આપણને ન્યાય માત્ર જોઈએ છીએ. બ્રીટીશ શહે-
રીઓ દાખલના આપણા હકોના ભાગો અથવા વીગતોમાં જવાને
બદલે એકજ શબ્દ એટલે કે ગ્રેટબ્રીટન આયર્લાંડ તથા સંસ્થાનોના
જેવું 'સ્વરાજ્ય' આપણને જોઈએ છીએ એટલુંજ કહેવું બસ થશે.

મી. મોર્લીએ ઘણી મજબુતી સાથે જણાવેલી બીના તદન સા-
ચી છે કે "પણ હું કહીશ કે આપણી પ્રજાકીય મોટાઈ, મજબુ-
તાઇ અને ઊંચા ભવિષ્યનો મુળ પાયો તે રાજ્યદ્વારી નિયમો છે.
હિંદ માટે સ્વરાજ્યના ખરા રાજ્યદ્વારી નિયમો વિના પ્રજાકાય મો-
ટાઈ, મજબુતી અને ઉચા ભવિષ્યની આશા રાખી શકાય નહિ."

હું ધારૂં છું કે કોઇ પણ એમ નહિ કહેશે કે હાલના સઘળા
બંધારણને એકદમ ભાગી નાખવું અને સ્વરાજ્યના જે હક મેં વ-
ર્ણવ્યા છે તે એકદમ દાખલ કરવા. દરેક ખાતાનો વહિવટ હિંદી

પ્રજાના હાથમાં મેલવાને લગતો પહેલા નંબરનો હક તપાસતાં આપણે પુછીશું કે વફાદારીથી અને નિયમસર તે બાબતમાં એવી કોઈ શરૂઆત કરી શકાય કે નહિ કે જેથી વખતના અરસામાં પોતાની મેળે સ્વરાજ્યનો સંપુર્ણ હક તે મેળવી શકે? હું કહું છું કે હા, તે માટે શરૂઆત કરવાનો વખત આવી લાગ્યો છે એટલુંજ નહિ પણ તે વખત આવી લાગ્યાને ઘણો વખત થઈ ગયો છે. લગભગ પોણી સદી આગમચજ રાજ્યદ્વારીઓએ તેની શરૂઆત કરવા વિષે વિચાર કર્યો હતો અને તે બાબતમાં ઉંચો નિયમ જાહેર કર્યો હતો એટલુંજ નહિ પણ તેઓએ તે માટે પાર્લામેંટ પાસે એક કાયદો પણ બંધાવ્યો હતો. જો તે કાયદાને તે વખતથી હમણાં સુધીની સરકારોએ માનભરી રીતે વફાદારીથી અમલમાં મેલ્યો હોત તો ઇંગ્લાંડ અને હિંદને બંનેને હિંદી પ્રજાની હમણાની નિર્ધનતા કંગાલીયત અને અસંતોષ વિષે અફસોસ કરવો નહિ પડત, પણ ઉલટું હિંદની આબાદી અને ઇંગ્લાંડની વધુ આબાદી માટે તેઓ ખુશી થતા હોત. ગઇ સદીના ત્રીશના દાહેકામાં સુધારાની સર્વથી ઉંચી નામના ઇનસાનના તન અને અંતઃકરણને છુટાપણું અપાવાને એટલે કે ગુલામોનો વેપાર બંધ કરાવી અને બ્રીટીશ શહેરી તરીકે સઘળા હક ભોગવવા માટે અંતઃકરણનું છુટાપણું આપીને ઇંગ્લાંડે મેળવી હતી. ઇંગ્લાંડના ઇતીહાસના તે કીર્તીમંદ જમાનામાં તે વેળાના રાજ્યદ્વારીઓ હિંદી પ્રજા તરફની પોતાની ફરજ અદા કરવાનું ભુલી ગયા નહોતા. તેઓએ ખુલ્લી રીતે અને ખાસ વિષય તરીકે હિંદને સ્વરાજ્ય આપવાના સવાલ વિષે વિચાર ચલાવ્યો હતો અને તેના પરિણામમાં હિંદ ઇંગ્લાંડથી તદન સ્વતંત્ર થવા પામે એવા સંજોગને પણ તેજ વેળાએ તેઓએ ધ્યાનમાં લીધો હતો. ૧૮૩૩ નો

કાયદો બાંધવામાં આવ્યો તે વેળા મેકાલેએ એક યાદગાર ભાષણ હિંદના સંબંધમાં કરયું હતું, જે માટે બ્રીટન હમેશ સુધી મગરૂર રહી શકશે. તેમાંનો દરેક શબ્દ આજના વખતના રાજ્યદ્વારીઓએ અભ્યાસ કરવા અને ધ્યાનમાં લેવા જેવો છે. હું તેમાંથી થોડાજ ફકરા ટાંકીશ. તેણે પ્રથમ જણાવ્યું હતું કે "મારે કહેવું જોઇએ કે આ ફકરો ધરાવનારો કાયદો બાંધવામાં મારી પણ સામેલગીરી હતી તે માટે મારી જીંદગીના છેડા સુધી હું મગરૂર રહીશ"...... "ઘણીજ સ્વાર્થી નજરે જોતાં પણ હિંદના લોકો આપણે તાબે રહે અને ગેરવહિવટ ચાલે તેના કરતાં સારો કારોબાર ત્યાં ચાલે અને તેઓ સ્વતંત્ર થાય તેમાં આપણો વધુ લાભ છે."... "પોઉન્ના (અફીણની એક પ્રકારની મેળવણી) એક આખી કોમને આપી દેવા મોટી પ્રજાને પરમેશ્વરે આપણા સ્વાધીનમાં મેલી છે તેને આપણી સત્તાને વધુ આધીન બનાવવાનાં કંગાલ કામ માટે અફીણી અને નીર્બળ બનાવવા દેવાને આપણે કદી પણ કબુલ નહિ થઇશું" ......" ઇનસાન જાતના કોઇપણ ભાગને સમાન છુટાપણું અને સુધારો આપવાને હાથ ખેંચીએ તો આપણું છુટાપણું અને આપણો સુધારો સાર્થક નથી"......" મને તો કાંઇ ભય નથી. આપણી સામે ફરજનો માર્ગ મુકેલો છે, અને તેજ રસ્તો પ્રજાની આબાદી અને પ્રજાની આબરૂને વધારનારો ડહાપણ ભરેલો છે."..." ગુલામગીરી અને વ્હેમની છેક નીચી હદે ઉતરી ગયેલી એક મોટી પ્રજાને શોધી કહાડી તેમના ઉપર એવી રીતે અમલ કરવો કે જેથી શહેરીઓ દાખલના સઘળા હક ભોગવવાની ઈચ્છા અને લાયકાત તે ધરાવે, તો કોઇથી ભાગ નહિ પડે એવી દુનિયામાં ઉંચી કીર્તી આપણે મેળવીશું," એવી ઉમદા વણાયુંથી અને લાગણીથી

મેકોલેના શબ્દોમાં બોલીએ તો " તે દુરઅંદેશી ભરેલો પરોપકારી ઉમદા ફકરો " રચવામાં આવ્યો હતો. તે ફકરો આ પ્રમાણેનો છે.—"હિંદનો કોઇ પણ દેશી અથવા ત્યાંજ જનમેલી અને રહેતી નામદાર શેહેનશાહની કોઇ પણ પ્રજાને તેના ધર્મ, જનમના સ્થાન, ઓલાદ અને રંગ કે એમાંનાં કોઇ પણ કારણને ખાતર ઇસ્ટ ઇંડીઆ કંપનીના હાથ હેઠળ કોઇ પણ જગ્યા, ઓધ્ધો કે નોકરી ધરાવવા માટે નાલાયક ગણી નહિ શકાશે. "

આ ફકરા માટે વારંવાર મેં જે કહ્યું છે તે હું અહીં ફરીથી બોલતો નથી. એટલુંજ કહેવું બસ થશે કે સનંદી નોકરીની પરિક્ષા હિંદમાં પણ લેવાય તોજ આ ફકરામાં જણાવેલા નીયમ માનભરી રીતે અમલમાં મેલેલા ગણાય એમ સત્તાવાર રીતે જાહેર કરવામાં આવ્યું છે. આ પ્રમાણે શરૂઆત તુરત કરવા માટેનું સાધન તૈયાર છે. તે સાધન નવું નથી, પણ ૭૩ વરસ અગાઉ પાર્લામેન્ટે તે વિષે સંપુર્ણ રીતે વિચાર ચલાવી કાયદા મારફતે તે નકી કરી આપ્યું હતું. પાર્લામેન્ટ કે કોઇ પણ બીજી સત્તાને પુછ્યા વિના અમલમાં મેલવા માટેનું સાધન હિંદી પ્રધાનના હાથમાં એ પ્રમાણે તૈયાર છે.

એ પગલાંના સંબંધમાં બોલતાં હિંદી પ્રધાનને હું આગ્રહ કરીશ કે જે સરકારી ખાતાઓમાંની નીમણુંકો હિંદમાંથી કરવામાં આવે છે તેના સબંધમાં હરીફાઇની પરિક્ષા લેવાનું કહાડી નાંખવાનો જે નુકશાનકારક માર્ગ થોડુંક થયાં હિંદમાં લેવામાં આવ્યો છે તે માર્ગથી પાછળ હઠી જવું.

ઇંગ્લંડમાં દરેક સરકારી નોકરીમાં નવા દાખલ થનારા સઘળા કોઇને હરીફાઇની પરિક્ષાની કસોટીમાંથી પસાર થવું પડે છે, અને

તેજ ધોરણ સર્વથી ઉતમ અને સર્વથી ન્યાયી છે. હાલના ધોરણમાં સમાયલી મુખ્ય નાણાં સંબંધી અને મુળ પાયાની ખરાબીનો સર્વથી અસરકારક ઇલાજ—તે દુર કરવાની ચાવી, આ શરૂઆતજ છે. મી. મોર્લીએ કહ્યું છે તે ખરૂં છે કે " ગ્રહસ્થો જો તમો નાણાં અને વેપારવણજને લગતા નીયમોની વચ્ચે ખોટી રીતે આડા પડ્યા તો તમારે તદન ખાત્રી રાખવી કે એક પ્રજા તરીકેની તમારી હયાતીનો તમે નાશ કરશો. " અને એજ પ્રમાણે હમણાના હિંદી સરકારના કારોબાર ચલાવવાના ધોરણમાં સમાયલો નાણાં સંબંધી અને વેપારવણજને લગતો ઘોટાળો એક પ્રજા તરીકેની આપણી હયાતીની સામે જવા લાગેલ છે. આપણને ત્રણ પ્રકારનું નુકસાન કરવામાં આવે છે એટલે કે આપણી કનેથી દોલત, ઉદ્યોગ અને ડહાપણ, ટુંકામાં જીંદગીનું સાર્થક જેમાં છે તે સઘળું લઇ લેવામાં આવે છે. પણ ઉપર જણાવ્યા પ્રમાણેની શરૂઆત કરવામાં આવશે તો એ ઘોટાળાને નીર્મુળ કરી શકાશે. એ ખરાબી દુર કરવાની ચાવી હિંદી સરકારની નોકરીમાં યુરોપીઅનોને બદલે હિંદીઓને રોકવાની છે.

કારોબાર અસરકારક રીતે ચલાવવાની તકરારના સંબંધમાં જણાવીશ કે પરદેશીઓને નોકરીમાં રાખવાનું ધોરણ કારોબારને જોઇએ તેવો અસરકારક બનાવી નહિ શકે. સર વીલીઅમ હંટરે કહ્યું છે કે " જો હિંદી પ્રજા ઉપરની હકુમત સારી રીતે અને સસ્તામાં આપણને ભોગવવી હોય તો તેમનીજ મારફતે આપણે હકુમત ચલાવવી જોઇએ. "ડયુક ઓફ ડેવનશીરે હિંદી પ્રધાન તરીકે જણાવ્યું છે કે " મારા મનમાં કાંઇ પણ શક નથી કે હિંદનો કારોબાર જોઇએ તેવી રીતે ચલાવવામાં નથી આવતો." ધોરણજ એવું છે

કે એથી જુદું પરીણામ આવીજ નહિ શકે. સનંદી નોકરીની હું-રીફાઇની પરિક્ષા થોડા વરસ ઇંગ્લંડ અને હિંદમાં સાથે લેતી કરવા પછી તે પરિક્ષા, સ્વરાજ્ય મેળવવાનો આપણો પહેલો હક કારોબાર સરળ રીતે ચલાવવામાં અગવડ નહિ આવે તેવી રીતે બક્ષવા માટે એકલી હિંદુસ્તાનમાંજ લેવા ઠરાવવાનો વખત આવશે.

સ્વરાજ્યના આપણા પહેલા હકના સંબંધમાં અગત્યની આ શરૂઆત કરવાની સાથેજ તે કામ તાકીદે પાર ઉતારવાને પ્રજા વચ્ચે કેળવણીનો ફેલાવો ઘણીજ મજબુતી સાથે કરવો અનિવાર્ય છે; મુળ કેળવણી મફત અને ફરજીયાત કરવી અને દરેક પ્રકારની ઉંચી કેળવણી ફરજીયાત ઠરાવવી. કેળવણી માટેના ખર્ચમાં જે વધારો કરવામાં આવશે તે માટે હિંદી પ્રજા વધતામાં વધતો સંતોપ જાહેર કરશે. લોકોને ખર્ચે જે મફત કેળવણી મળી હતી તેની બરકતથી હું અને મારા ભાઇબંધ અભ્યાસીઓ, જેઓ પાછળથી મારા હમશરીક થયા હતા તેઓ પ્રજાની આબાદી વધારવા માટેના કામમાં સઘળી શકતીનો ઉપયોગ કરવા બહાર પડયા હતા. એક હાથ ઉપર કેળવણી અને બીજા હાથ ઉપર સરકારી નોકરીમાં જોડાઇને મેળવવાના વહેવારૂ જ્ઞાનની બરકતથી ઘણાઓ ધારે છે તે કરતાં ઘણી વધારે ઉતાવળે સ્વરાજ્ય સંપુર્ણતાથી મેળવી શકાશે. કેળવણીના સંબંધમાં ભારે ખર્ચનું બ્હાનું લાવવું નહિ જોઇએ. ખરૂં કહીએ તો નાણાં સંબંધી જે ઉપાય વિષે હવે પછી હું ઇસારો કરીશ તે ઇંગલંડ અને હિંદ વચ્ચેના સંબંધમાં જાળવવામાં આવે તો હિંદનાં નાનાં મહેસુલમાંથી પણ ઘણી સારી જોગવાઇ તે માટે કરી શકાશે, અને જેમ જેમ યુરોપીઅનોની જગ્યાએ હિંદીઓને વધારવામાં આવતા જશે તેમ તેમ સઘળાં જરૂરી કામો માટેના ખર્ચની જોગવાઇ વધતી જશે.

ખુદ ઇંગ્લંડમાં શ્રીમંત તથા મધ્યમ વર્ગ તેમજ લોકોના જથ્થાને પારલામેંટ જેવા બંધારણની સરકાર માટે કંઇ મત આપવાનો અથવા બોલવાનો હક હતો તેની કેટલાંક સેંકડો વરસો અગાઉ પારલામેંટ જેવા બંધારણની સરકાર હયાત હતી. ૧૮૩૧ માં મેકોલેએ જણાવ્યું હતું કે, રીજન પાર્ક તથા એવાજ બીજા ભાગોની આસપાસ ભવ્ય મહેલોમાં રહેનારા લોકોને પ્રજા–પ્રતિનીધી ચુંટણીનો હક નહોતો. છેક ૧૮૩૨ માં મધ્યમ વર્ગે તે હક મેળવ્યો હતો. સ્ત્રીઓને મત આપવાનો હક નથી. ઉમ્મરે પુગેલાઓનો હક હજી ઝઘડામાં છે. તેટલા માટે મી. ગ્લેડસ્ટન જેને ‘ ખરૂં પ્રજા–પ્રતિનીધી તત્વ ’ એવી ઉપમા આપે છે તેની હિંદમાં હાલ સારી શરૂઆત થઇ શકશે નહિ એવું હવે આપણને કહેવું નકામું છે. જે ચીજ જોઇએ છે તે સરકારની ઇચ્છા છે. હાલની સરકારના સુકાનીઓ તરીકે જે રાજ્યકારભારીઓ છે તેઓ બાહોશ અને સારી શરૂઆત કરવા માટે શક્તીવાન છે. આવી નીયમીત શરૂઆતથી સ્વભાવીક રીતે તે થોડા વખતમાં સ્વરાજ્ય ચલાવી રહેલાં સંસ્થાનોની માફક સ્વરાજ્યના પુરેપુરા કાયદા રચનારી મંડળી તરીકે ખીલી નીકળશે. મારે અત્રે પ્રજા–પ્રતિનીધી તત્વના વીસ્તાર અને શકયતા વિષે કંઇ વીગતમાં જવાની જરૂર નથી. હિંદના કેળવાયલા તથા વિચારશીલ વર્ગો, જેઓએ અંગ્રેજી શાળાઓ તથા કોલેજોમાં શિક્ષણ લીધું છે તેઓને ગણત્રીમાં લેવા ઉપરાંત જે મોટો જથ્થો દુનીઆના બનાવો તથા સઘળાં બ્રીટીશ ખાતાંઓથી પોતાની ભાષાના દેશી છાપા તથા સાહીત્ય મારફતે જાણીતો રહે છે તેને પણ ગણત્રીમાં લેવાનો છે.

રૂશીયાના ખેડુતો લાયક હોઇ તેઓએ દુનીઆના સઉથી આપ-

ખુદ રાજા પાસેથી રાજ્યસભાનો હક મેળવ્યો હતો, અને બ્રીટીશ શેહેનશાહતના વડા પ્રધાને દુનીઆને જાહેર કર્યું હતું કે, " રાજ્યસભા મરી ગઇ છે—ઘણું જીવો રાજ્યસભા. " ખરેખર રૂશીયાના ખેડુતો કરતાં તે મહાન રાજ્યાધીકારીના ગોઠીઆ શહેરીઓ અને તે શહેનશાહતના સ્વતંત્ર શહેરીઓ જન્મ હક તથા રાજ્ય હકથી સ્વરાજ્ય—કાયદાસરના પ્રજાના પ્રતિનીધીઓના ધોરણ—માટે મોટો હક ધરાવે છે. બ્રીટીશ પ્રજા પાર્લામેંટ માટે એટલી બધી થોભી નહોતી. દોઢસો વરસ થયાં આપણને લાયક બનવાની તક આપવામાં નથી આવી. જ્યાં સુધી આપણે કામ અને જોખમદારી ખરેખરી માથે ઉઠાવી લઇશું નહિ ત્યાં સુધી કદી લાયક બની શકશું નહિ. જ્યારે પુર્વમાં ચીન અને એશીઆની પશ્ચીમમાં ઇરાન જાગૃત થઇ ગયું છે અને રૂશીયા તો છુટાપણા માટે રકઝકમાં પડયું છે, અને જ્યાં સઘળે આપખુદ અમલ છે—ત્યારે શું બ્રીટીશ હિંદી શહેનશાહતના સ્વતંત્ર રહેવાસીઓ પણ આપખુદ અમલને તાબે રહ્યાંજ કરે, કે જે દુનીઆમાં સઉથી પહેલા સુધરેલા છે ? માણસ જાત મધ્યેના આ મુળ સુધરેલા લોકોને હાલની દુનીઆ કંઇ થોડી આભારી નથી. હાલના વખતમાં જ્યારે છુટાપણું ફેલાતું જાય છે ત્યારે આ સઉથી મુળ સુધરેલા લોકોના વંશજો આપખુદ અમલની જંગલી રૂઢી, જે બ્રીટીશ બુદ્ધી, આચાર, વિચાર અને સુધારાને લાયક નથી, તેની નીચે રહે ?

આ હક માટે ઢીલ તેમજ કેળવણીની જરૂર નથી. જો બ્રીટીશ સરકાર, જે સમ અને ન્યાયી છે તે કરવા ઇચ્છતી હોય તો સ્વરાજ્ય પ્રત્યેનો ન્યાય તુરતજ આપી શકાય. સઉથી શરૂઆતમાં ગોરા લશ્કરનો ખર્ચ આપણે હાથ ધરીશું. હિંદી સરકારે ૧૮૯૦ ના

માર્ચની ૨૫ મીના સંદેશામાં જણાવ્યું હતું કેઃ—"હિંદુસ્તાનમાં નિર્ભયતા મેળવવા માટે કીલ્લાઓ પાછળ કરોડો રૂપીયા ખર્ચવામાં આવ્યા છે. પણ ઘરના શત્રુઓને દાબી દેવા અથવા પડોશની લડાયક જાતોને મારી હઠાવવા માટે ખર્ચ કરવામાં આવ્યો નહોતો; પુર્વમાં સત્તાનું સર્વોપરીપણું જાળવી રાખવા માટે ખર્ચ કરવામાં આવ્યો હતો."

હિંદી સરકાર ફરીથી જણાવે છે કેઃ—બાદશાહી સરકાર પોતાના લશ્કરનો મોટો ભાગ હિંદુસ્તાન ખાતે રાખે છે અને તેનો ખર્ચ પણ હિંદની તીજોરીમાંથી અદા કરે છે. આ લશ્કરનો થોડો ભાગ અનામત લશ્કર તરીકે ગણવામાં આવે છે અને તેનો પાદશાહી કામો માટે ઉપયોગ કરવામાં આવે છે. ગોરા લશ્કરની ટુકડીઓને હિંદુસ્તાનમાં રાખવામાં આવતાં લશ્કરમાંથી વખતોવખત જેમ સગવડ પડે તેમ બાદશાહી લડાઇઓમાં રોકવામાં આવે છે. આ ઉપરાંત હિંદુસ્તાનના હિંદી લશ્કરનો પણ છુટથી ઉપયોગ કરવામાં આવે છે, પણ તેના ખર્ચ પેટે બાદશાહી તીજોરીમાંથી કંઇ પણ આપવામાં આવતું નથી.

ગોરૂં લશ્કર શહેનશાહતના રક્ષણ માટે છે, તેને માટેનો હિંદી સરકારનો આ પુરાવો છે. આ બાબતના સંબંધમાં હિંદી પ્રધાનની ઓફીસમાં જે ખ્યાલ રાખવામાં આવે છે, તે હું હવે આપવા માગુ છું.

સર જેમ્સ પીલ હિંદી પ્રધાનની કાઉન્સીલનો સભાસદ હતો અને હિંદી ખર્ચના (વેલબી વાળા) શહેનશાહી કમીશનમાં તેણે હિંદી પ્રધાનના પ્રતિનીધી તરીકે ભાગ લીધો હતો. હિંદી લશ્કરી ખર્ચના સંબંધમાં જે રાજ્યનીતી અખત્યાર કરવામાં આવી છે. તે ખરેખર હિંદી નથી એ પ્રમાણે જણાવ્યા બાદ તેણે દરખાસ્તમાં ભાર મુકીને જણાવ્યું હતું કેઃ—આ રાજ્યનીતીનો સઘળો લશ્કરી ખર્ચ

સંસ્થાન, જે શહેનશાહતનો એક ભાગ માત્ર છે અને જેની સરહદ બીજી એક યુરોપીઅન સત્તાની સરહદની જોડમાં આવેલી છે, તેના ઉપર કેટલી હદ સુધી નાખવો વ્યાજબી છે તે ઉપર વીચાર ચલાવવો યોગ્ય છે. હિંદી સરકારના અને હિંદી સરકારની ઓફીસના ફકરાઓ બતાવી આપે છે કે, ગોરા લશ્કરનો ખર્ચ બ્રીટીશ શહેનશાહતના રક્ષણ માટે છે અને તે છતાં અતિ નિંદ્ય અન્યાયપુર્વક ખર્ચનો બોજો શહેનશાહી તીજોરી તરફથી નિરાધાર હિંદી પ્રજા ઉપર નાખવામાં આવ્યો છે. આજ પ્રમાણે ઇંગ્લંડનો સઘળો સરકારી ખર્ચ જે ઇંગ્લંડની પ્રજાના લાભ માટે હોય છે અને જે શહેનશાહત માટે કરવામાં આવે છે, તે પણ હિંદી પ્રજા ઉપર નાખવામાં આવે છે, પણ સંસ્થાનો, ઇંગ્લંડમાં કરવામાં આવતા આવા પ્રકારના ખર્ચ માટે કંઇ પણ રકમ આપતાં નથી. આ ખર્ચ સામાન્ય ન્યાયની નજરથી જોતાં હિંદુસ્તાન ઉપર નાખવો જોઇતો નથી. એ અન્યાય છે અને તેથી, જે ખર્ચનો બોજો આપણા ઉપર સામાન્ય ન્યાયની નજરથી જોતાં નાખવામાં આવવો જોઇએ નહિ, તે ખર્ચનો બોજો જો આપણા ઉપરથી કાઢી નાખવામાં આવે તો, આપણી મેહેસુલો, હાલમાં ગમે તેવી રાંક છે તે છતાં, કેળવણી માટે અને બીજા ઘણા સુધારાવધારા, જે આપણે માટે ઘણા જરૂરના છે, તેને માટે તે સારી રીતે પુરતી છે. આ સ્વાલ માત્ર નાણાં સંબંધી ન્યાયનો છે. મેં તેને ન્યાયના ખુલ્લા નીયમ ઉપર મુકયો છે અને તે નીયમ ઉપર હિંદુસ્તાન પોતાને જોઇતાં નાણાં અને માણસો લશ્કરી, બીનલશ્કરી, દરીયાઇ, તથા બીજા કામ માટે પુરતા પ્રમાણમાં મેળવવા માટે શક્તીવાન થશે; શહેનશાહી ખર્ચમાં આપણે જે ફાળો ભરીએ તેના પ્રમાણમાં આપણને નોકરીઓમાં ભાગ મળવો જોઇએ. નાણાં ખાતાના આ

ન્યાયી સંબંધો વગર વીલંબે સ્થાપી શકાય તેવા છે. તેને માટે તૈ-યારી કરવાની તેમજ વીલંબ લગાડવાની જરૂર નથી. ન્યાય આપવા માટે બ્રીટીશ સરકારે ઇચ્છા કરવી જોઇએ છે અને તેને અમલમાં મુકવા માટે દ્રઢ નીશ્ચય કરવો જોઇએ છે. છેવટે સ્વરાજ્યના સંબં-ધમાં હિંદી લોકો તરફ પોતાની ફરજ બજાવવાનું જો અંગ્રેજ લોકો, અને રાજ્યદ્વારી પુરૂષો મનમાં લે તો, ટુંક સમયમાં સ્વરાજ્ય આપવા માટેના ઉપાયો યોજવા માટે તેઓ બાહોશી તેમજ રાજ્યદ્વારી કુનેહ ધરાવે છે. જો મન હોય અને અંતઃકરણથી સબળ ઇચ્છા હોય તો દરેક કાર્યનો માર્ગ ખુલ્લો છે. હવે હું એક અગત્યના અને ખાસ કરીને મારા સંબંધમાં અગત્યના સ્વાલ ઉપર આવીશ.

મારા પોતાના જાતિઅનુભવના અર્ધા સેંકડા ઉપરના સમય પછી અંગ્રેજ રાજ્યદ્વારીઓ અને સરકાર માટે તેઓની માન અને ખરી નિષ્ઠાની લાગણીમાં વિશ્વાસ મુકી શકાય કે નહિ તેના સંબં-ધમાં મને વખતોવખત પ્રશ્નો પુછવામાં આવ્યા છે. તેમજ ભૂતકા-ળની વાત ભૂલી જઇને તેઓ પોતાના પ્રમાણીક પ્રયત્નો વડે આપ-ણને બ્રીટીશ પ્રજા તરીકે સ્વરાજ્યના હકો ખુશીથી અને મરતબા ભરેલી રીતે આપશે કે નહિ એવો પણ પ્રશ્ન કોઇ કરે છે.

બાનુઓ અને ગ્રહસ્થો, તેના સંબંધમાં હું તમોને સંપુર્ણ અને મોકળા મનનો જવાબ આપીશ. અંગ્રેજ લોકો સ્વતંત્રતા માટે જે લડાઇઓ ઉઠાવે છે તેને માટે મને અંગ્રેજી કેળવણીની રૂએ જે માન પેદા થયું હતું તેથી અને મારા વિશુદ્ધ અંતઃકરણથી મેં ૧૮૫૩ ની સાલમાં બોમ્બે એસોસીએશનની સભા વખતે જે નાનું શરૂઆતનું ભાષણ કર્યું હતું તેમાં મેં બ્રીટીશ રાજ્યકર્તાઓ માટેનો મારો વિ-શ્વાસ દર્શાવ્યો હતો, તેમાંથી એક ટુંકો ફકરો હું આપું છું;—"જે-

નાથી આપણને લાભ થવાનો હોય તેવી દરેક બાબતોમાં આપણી સરકાર આપણને મદદ કરવાને તત્પર રહેલી આપણે જોઇએ છીએ તે વખતે, ફરીયાદ કરવાને અને બબડવાને બદલે, આપણે આપણી ખરી જરૂરીઆતો યોગ્ય રીતે રજુ કરવી જોઇએ." અને વળી મેં જણાવ્યું હતું કે:—"સુચવવામાં આવતા કોઇપણ નીયમની સંભવીત, ખરાબ અથવા તો સારી અસરો સખ્ત તપાસથી આવી એસોસીએશન મારફતે નકી કરવામાં આવે અને તેના સબંધમા પ્રજા તરફથી સરકાર જોગ ભલામણો કરવામાં આવે તો આપણી માયાળુ સરકાર આવી ભલામણો તરફ ધ્યાન આપવાને ના પાડશે નહિ."

આવી મારી માન્યતા હતી. તે વખતે કેળવાયલા પુરૂષોની આ માન્યતાને લીધે સર બાર્ટલ ફ્રીયરે ટીકા કરી હતી અને જે મી. ફોસેટે ટાંકી હતી તે નીચે મુજબ છે:—અંગ્રેજી રાજયનીતીને બાહોશી ભરેલી રીતે પ્રસિદ્ધ કરનાર અને હિંદુસ્તાનના જુદા જુદા દેશોને ઉપયોગી થઇ પડે એવી રીતે તે ગ્રહણ કરવામાં આપણને સહાય કરનારા પુરૂષો, ઉંચા પ્રકારની અંગ્રેજી કેળવણી લીધેલા હિંદીઓ છે, એ જોઇને મને ઘણી અજાયબી થાય છે અને ગંભીર વચનો જે અગાઉ આપવામાં આવ્યાં હતાં અને હાલમાં તે પાળવામાં આવતાં નથી, તેથી કેળવાયલાં મનો ઉપર તેની કેવી અસર થઇ છે?

મને જે નાશીપાસી થઇ છે તે સાધારણ નાશીપાસી નથી પણ તે ઘણી ખરાબ અને મનને તેજીત કરે એવી થઇ છે. સાધારણ રીતે માણસ લડે છે અને જો તે હારે છે તો નાશીપાસ થાય છે. પણ મેં લડતો ચલાવી છે અને ઘણા પ્રસંગો ઉપર મને ફતેહ મળી હતી, પણ કારોબારી તરફથી તે ફતેહનાં ફળો આપણને આપવામાં આવ્યાં નહોતાં; નાશીપાસીઓ ખરેખર, મેં જણાવ્યું છે તે પ્રમાણે

એક જણને નાઉમેદ કરી નાખવાને તદન પુરતી છે. ઉદાહરણ તરીકે, હિંદી સનંદી નોકરી, એકી વખતે હિંદમાં તથા ઇંગ્લંડમાં લેવામાં આવતી પરિક્ષાઓ. લોર્ડ લોરેન્સવાળી સ્કોલરશીપો, રોયલ કમીશન વગેરે. હિંદી તીજોરી ઉપર કેટલાક ખર્ચો જે અન્યાયીપણે નાખવામાં આવ્યા હતા, તે પાછા ખેંચી લેવામાં આવ્યા છે તેને માટે હું ઉપકાર માનું છું. જો કે આશા રાખવામાં આવી હતી, તે પ્રમાણે હિંદી પ્રધાનનો ખર્ચ હજી સુધી શહેનશાહી તીજોરીમાંથી આપવામાં આવતો નથી પણ હું નાઉમેદ થઇ ગયો નથી. હું નાઉમેદ થઇ ગયો નથી એટલુંજ નહિ પણ તમને અજાયબી લાગશે કે, તમારી સન્મુખ હું આશાભરેલો ઉભો છું. નાઉમેદ થયો નથી તેનું એક કારણ છે—અને બીજાં કારણને લીધે હું આશાવંત છું. જે કારણને લીધે સઘળું છતાં હાલમાં હું આશાવંત છું તે કારણ વિષે હવે હું કેટલુંક જણાવીશ અને તે એક શબ્દ "જાગૃતી" ને આધારે છે. અસલના સત્ય જુસ્સાની અને સ્વતંત્રતા માટેની પ્રેરણાની અને ખુલ્લાં અંગ્રેજી ખાતાંઓની હાલના રાજ્યદ્વારી અગ્રેસરોના મનમાં જાગૃતી કરવાની છે. હાલના અગ્ર રાજ્યદ્વારીઓએ જે જણાવ્યું છે તે હવે હું તમારી સન્મુખ રજુ કરીશ અને પછી મારી માન્યતા અને ઉમેદ કેવી રીતે સ્થાપવામાં આવી હતી અને ભવિષ્યમાં બનનારા બનાવોથી તે સફળ થશે કે નહિ તેની તુલના કરવાનું કામ તમોને સોંપું છું. અત્રે હું એ એકરારોમાંના થોડા જણાવું છું:—

વડા પ્રધાન સર હેનરી કેમ્પબેલ—બેનરમેન—"અમે સ્વરાજ્યના હીમાયતીઓ છીએ. અમે તેને ખાસ જરૂર તરીકે ગણતા નથી તેમજ બ્રીટીશ શહેનશાહતે કમનશીબે અંગીકાર કરેલી મુર્ખાઇભરેલી પદ્ધતી તરીકે ગણતા નથી."

"સ્વરાજ્યથી થતા લાભ વિષે મારી શ્રદ્ધા અગાઉના જેવીજ દૃઢ છે."

"પણ અહીંઆં બીજી રાજ્યનીતી છે—સ્વરાજ્ય, તથા પ્રજાકીય કારોબાર;. અને અમે આ રાજ્યનીતીના પુજારીઓ છીએ."

હિંદી પ્રધાન મી. જોન મોર્લી—"હા, ગ્રહસ્થો, અંગ્રેજ લોકો આજ સુધી હમેશાં ધારતા આવ્યા છે તેમ માણસ જાતની ઉંચામાં ઉંચી અભિલાષાઓનો સમાવેશ "છુટાપણું" એ પવિત્ર શબ્દમાં થાય છે."

"તેનો ખ્યાલ એવો હતો કે, અમલદાર વર્ગની આપખુદ સત્તા અથવા તો ડોળઘાલુ અમલદારોને સત્તા આપવામાં સારા રાજ્યકારોબારનું મુળ આવેલું નથી. તેઓએ તે દેશના લોકોનાં અંતઃકરણ ત"ા મગજમાં ઉંડાં આવેલાં છુટાપણાં તથા રાજીખુશીનાં તત્વો જાગૃત કરવાને કોશીશ કરવી જોઇએ."

હાલમાં જાગૃત થયલા જુસ્સાના, છુટાપણાંની પ્રેરણા તથા દંતકથાઓના, અને હાલના લીબરલ રાજ્યદ્વારીઓના લીબરલ વિચારોના અભ્યાસ ઉપરથી હું સંપુર્ણ રીતે એવી વકી રાખુંછું કે, નુકશાન ભરેલી રાજ્યનીતીનો અંત નજીક આવ્યો છે, અને હિંદ થોડા વખતમાં છુટાપણું તથા સ્વરાજ્ય મેળવશે. હું આશા રાખુંછું કે, આવી વકી તથા આશા રાખવામાં હું વ્યાજબી છું.

બાનુઓ અને ગ્રહસ્થો, અંગ્રેજોની માફક આપણે પણ ઇન્સાફ, પ્રમાણીકપણા, તથા માનના શક્તીવાન નૈતીક ગુણોનું બળ ધરાવીએ છીએ; પણ જન્મથી મળેલા હકો, આપણને કબુલાતથી આપવામાં આવેલા હકો, તથા લોકોનો મોટો ભાગ ગરીબાઇ, મરકી, દુકાળ, પાયમાલી, ઉતરતી પંક્તી વગેરે જે દુઃખો ભોગવે છે તે દુઃખો એ-

કદમ જરૂરીયાત તરીકે અટકાવવાની સત્તા આપણે ધરાવતા નથી. આપણે જો તે નૈતીક ગુણોનું બળ, જે બળની અસર અંગ્રેજ જેવી પ્રજા ઉપર ઘણી અસરકારક છે, તે બળ ઉપયોગમાં લઇએ તો આપણને ફત્તેહ મળ્યા વગર રહે નહિ. આપણે માટે જે જરૂરનું છે તે ખુદ અંગ્રેજો પાસેથી ધડો શીખવાનો છે. આ ધડો અરજીઓ કરીને, મેળાવડાઓ કરીને તથા શાંત રીતે પણ ઉત્સાહ સહીત સભાઓ ભરીને ઘણા મોટા વીસ્તાર ઉપર તથા ઘણી ખંત સહીત હીલચાલ કરવાનો છે. આપણે આપણા હકો તથા નૈતીક ગુણનાં બળ જે આપણે માટે ઘણી શક્તી ધરાવનારાં છે તેને ફેંકી નહિ દો. હું ફરીથી આ બાબત વિષે થોડું કહીશ.

હાલની સરકારના કેટલાક આગેવાનોના આવા આશાજનક વિચારો તથા એકરારો હોવાથી આપણને આમની સભામાં તથા વર્તમાનપત્રોમાં વધુ બળ મળે છે. હિંદના લાભ માટે ઉભી થયલી પાર્લામેંટના સભાસદોની કમીટીમાં આપણી તરફના આશરે ૨૦૦ સભાસદો છે. કામદાર વર્ગના સભાસદો તથા રેડીકલ સભાસદો આપણા તરફ દીલસોજી ધરાવે છે. આપણી તરફેણ કરનારાં કેટલાંક લીબરલ વર્તમાનપત્રો છે, જેવાં કે "ધી ડેલી ન્યુસ," "ધી ટ્રીબ્યુન," "ધી મોર્નીંગ લીડર," "ધી માનચેસ્ટર ગાર્ડીયન," "ધી સ્ટાર," "ધી ડેલી ક્રોનીકલ," "જસ્ટીસ," "ઇનવેસ્ટર્સ રીવ્યુ" "રેનોલ્ડઝ," "ન્યુ એજ," વગેરે. તે બધાં વર્તમાનપત્રો હિંદના હકો તથા હિંદની માગણીઓ ઉપર ઇન્સાફપુર્વક વિચાર ચલાવે છે. આપણે "ઇંડીઆ" પત્રને શક્તીવાન વાજીંત્ર બનાવવું જોઇએ. કામદાર વર્ગ, તથા બ્રીટીશ નેશનેલીસ્ટ પક્ષ, રેડીકલ પક્ષ તથા લીબરલ પક્ષ એ બધા પક્ષનાં સભાસદો સામાન્ય રીતે હિંદી બાબતોમા ઘણું ભારે

હિત લે છે. અંગ્રેજ લોકોનો મોટો ભાગ, જે ઇન્સાફ તથા પ્રમા-ણીકપણાને બધી સંભવિત સાંસારીક ચીજોમાં ચહડીયાતી ગણે છે, તેઓની નજર પણ હવે ઘણાં માઠાં પરિણામવાળાં સંકટ તથા ગ-રીબાઇથી પીડાતી મહાન હિંદી પ્રજા તરફની પોતાની ફરજો તરફ ઉઘડવા લાગી છે. જ્યારે હું આમની સભામાં બેઠક ધરાવતો હતો અને હું તે વખત આમની સભામાં એકલો હિંદી સભાસદ હતો ત્યારે મને આઇરીશ, રેડીકલ તથા કામદાર વર્ગના સભાસદો તરફથી મદદ મળતી હતી. હું મદદ વગરનો તથા એકલો છું એવું મને કદી લાગ્યું નહોતું અને હું મારી કેટલીક કોશીશોમાં ફતેહમંદ થયો હતો.

આપણને સ્વરાજ્ય મળે ત્યાં સુધી આમની સભામાં આપણા ઘણા હિંદી સભાસદો હોવા જોઇએ. હાલના જેવા અનુકુળ સંજોગો વ-ખતે આપણે આપણા રાજ્યદ્વારી છુટકારા માટેની આ તકનો બ-નતો લાભ લીધા વગર જવા દેવી નહિ જોઇએ. સાથે સાથે એ પણ ખરૂં છે કે, આપણે આપણી સાંસારીક તથા ઉદ્યોગીક સ્થીતી સુધારવા માટે પણ બનતું કરવું જોઇએ. જો કે હું કબુલ કરૂં છું કે, આપણને એટલી બધી નીરાશા મળી છે કે, આપણે વિશ્વાસ ત-થા આશા ખોઇ બેઠા છીએ, તોપણ આપણા રાજ્યદ્વારી છુટકારા માટે જ્યારે આખરે આ તક આવી છે ત્યારે તે તક આપણે ગુમા-વીશું તો આપણે ઘણી મુર્ખાઇ કરેલી કહેવાશે તથા આપણે માટે તે ઘણો કમનશીબ બનાવ થઇ પડશે. છુટાપણાં તથા સ્વરાજ્ય મા-ટેનો પુરાણો પ્રેમ અંગ્રેજોમાં જાગૃત થયલો હોવાથી, આપવામાં આવેલી કબુલાતો તરફ તથા આપણા હકો તરફ માનની નજરથી તેઓ ફરીથી જોવા લાગેલા હોવાથી તેમજ આપણને તેઓ બ્રીટીશ શહેરીઓ તરીકે ગણવા લાગેલા હોવાથી હું આવી આશા રાખું છું.

હું હિંદ માટે સ્વરાજ્યની વફાદાર માનવંત તથા ઇન્સાફી રાજ્યનીતી સ્વીકારવામાં આવવાની આશા રાખું છું અને તે રાજ્યનીતી ઉતાવળેથી શરૂ કરવામાં આવશે.

મેં મારી આશાઓ તથા તે આશાઓ માટેનાં કારણો તમો આગળ જણાવ્યાં છે, પણ નીતીનો કાયદો, જેમાં કુદરતનું મોટામાં મોટું બળ સમાયલું છે, તે કાયદા મુજબ આપણા લાભમાં ખુદ ઇંગ્લંડનો મોટો લાભ સમાયલો છે. મી. જોન બ્રાઇટે ડહાપણ ભરેલી રીતે જણાવ્યું છે કે "હિંદના લાભમાંથી ઇંગ્લાંડને લાભ થાય છે. ઇંગ્લાંડને શ્રીમંત બનાવવું હોય તો હિંદને પણ શ્રીમંત બનાવવું જોઇએ." હિંદી પ્રધાન મી. મોર્લીએ પણ વ્યાજબી રીતે જણાવ્યું છે કે "નહિ, ગ્રહસ્થો, કાયદેસર જે કોઇ એક ખરી બાબત કરવામાં આવે, પછી તેનો વિસ્તાર ગમે તેવો સાધારણ હોય તો પણ એક કાયદેસર કરવામાં આવેલી ખરી બાબતમાંથી અગાઉ નહિ ધારેલી એવી સંખ્યાબંધ ખરી બાબતો નીપજવા પામે છે. જે પ્રમાણે સંસ્થાનો સ્વરાજ્યથી આબાદ થયાં છે તે પ્રમાણે હિંદને સ્વરાજ્ય વડે આબાદ થવા દેવામાં આવે તો તેથી નીતીના કાયદાના સર્વોપરીપણાં, તથા ખરા સુધારાના પુરાવા તથા સાબીતી તરીકે બ્રીટીશ શાહેનશાહતની રૈયત તથા માણસ જાત માટે કીર્તી અને લાભોનો કેટલો બધો વિસ્તાર ઉઘડવા પામશે.

જે વખતે આપણે હાલના અંગ્રેજ રાજ્યદ્વારીઓના મનમાં, આપણને સ્વરાજ્યની ફરજો સોંપવામાં આવે, તે ઠસાવવા માટે પ્રયત્ન કરીએ છીએ, તે વખતે આપણી એક ફરજ એ છે કે, તે રાજ્યદ્વારીઓને આપણે દરેક રીતે ટેકો આપવો જોઇએ, અને તે વખતે સ્વરાજ્ય ચલાવવા માટે અને સ્વરાજ્ય ભોગવવા મા-

તેની ખરી સમજ માટે હિંદી પ્રજાને તૈયાર કરવી જોઇએ અને બીજી બાજુએ બ્રીટીશ પ્રજાની ખાત્રી કરી આપવી જોઇએ કે અમો સ્વરાજ્ય યોગ્ય રીતે માગીએ છીએ અને બ્રીટીશ પ્રજાને મળતા સઘળા હકો અમોને મળવા જોઇએ. મારી સુચનાઓ હું કોંગ્રેસ સન્મુખ મનન કરવા માટે મુકું છું. આ બાબતને ખરૂં રૂપ આપવા માટે આપણા હક માટેની અરજી (પીટીશન ઓફ રાઇટસ) નામદાર શહેનશાહને, આમની સભાને, તથા ઉમરાવોની સભાને મોકલી આપવી જોઇએ. ૧૬૮૯ ના બ્રીટીશ બીલ ઓફ રાઇટસના ૫ મા કાનુન મુજબ "પ્રજાને શહેનશાહ ઉપર અરજીઓ મોકલી આપવાનો હક આપવામાં આવ્યો છે.

મનન કરવા માટે મારી બીજી સુચના એ છે કે, સ્વદેશ સેવા માટે તવંગર હિંદીઓએ મોટાં ફંડો સ્થાપવાં જોઇએ. હિંદુસ્તાનના દરેક ખુણાઓમાં જવાને અને પ્રજાને પોતાની ભાષાઓમાં આપણા બ્રીટીશ હકો સંબંધી સમજાવવાને અને તે હકો કેવી રીતે ભોગવવા તે સંબધી સમજ આપવા માટે બાહોશ માણસો અને ઉત્તમ વક્તાઓનું મંડળ સ્થાપવા માટે આ ફંડનો ઉપયોગ કરવો જોઇએ. સ્વરાજ્યના સઘળા બ્રીટીશ હકો આપણે યોગ્ય રીતે માગીએ છીએ અને તે આપણને મળવા જોઇએ તેની ખાત્રી બ્રીટીશ પ્રજાને કરી આપવા માટે બાહોશ વક્તાઓનું બીજું મંડળ ઇંગ્લાંડ મોકલવા માટે અને ત્યાં મોટી સભાઓ ભરવા માટે આ ફંડનો ઉપયોગ કરવો જોઇએ. તેમ કરવાથી મારી ખાત્રી છે કે, અંગ્રેજોની ઇન્સાફની લાગણી ફાવશે અને હાલના રાજ્યદ્વારીઓના, હિંદુસ્તાનને ટુંકામાં ટુંકા સમયમાં જોખમદાર સ્વરાજ્ય અપાવવાના કામમાં, બ્રીટીશ પ્રજા તેમને મદદ કરશે. અહીં તેમજ ઇંગ્લાંડમાં આપણે ઘણી મોટી ચર્ચા

ચાલુ રાખવી જોઇએ. અનાજના કાયદા વીરૂદ્ધ લડત ચલાવવા માટે, મારા ધારવા મુજબ વીશ લાખ ખર્ચવામાં આવ્યા હતા અને તેને માટે ઘણી ચર્ચા પણ થઇ હતી. તેજ પ્રમાણે આપણે આપણી જાતને મદદ કરતાં શીખવું જોઇએ.

મેં શરૂઆતમાં જણાવ્યું છે કે, આ કોંગ્રેસની ફરજ બે પ્રકારની છે. સ્વરાજ્ય માટે હાલની રાજ્યનીતીમાં ફેરફાર કરવાનું મુખ્ય અને અતિ ઉપયોગી કામ છે. હાલનું રાજ્યતંત્ર જેમ ચાલે છે અને જ્યાં સુધી તે પ્રમાણે ચાલે ત્યાં સુધી તેની નહિ દુર થઇ શકે તેવી અને નકામી ખામીઓની સખ્ત તપાસ ચલાવવી એ બીજું કાર્ય છે: અને હાલના રાજ્યકારોબારના મુખ્ય નીયમો સંગીન નહિ હોવાથી, તેમાં ચાલુ ખામીઓ જોવામાં આવે છે અને બીજી ખામીઓ હમેશાં કુદરતી રીતે નવી ઉત્પન્ન થાય છે. આ ખામીઓ કોંગ્રેસે તપાસવી જોઇએ અને તેને બની શકે તેટલી રીતે દુર કરવા માટે જ્યાં સુધી સ્વરાજ્ય મળે ત્યાં સુધી ઉપાયો કામે લગાડવા માટે કોંગ્રેસે પગલાં લેવાં જોઇએ. જે વખતે હિંદુસ્તાનને સ્વરાજ્ય મળશે તેજ વખતે હિંદુસ્તાન હાલની ખામીઓમાંથી અને તેને લીધે જન્મ પામતાં સંકટોમાંથી મુક્ત થશે. આજ એકવીશ વરસ થયાં આ કામ કોંગ્રેસ તરફથી મોટે ભાગે બજાવવામાં આવે છે અને કૃત્રીમ અને ખર્ચાળુ રાજ્યકારોબારમાં જેટલો બને તેટલો સુધારો કરવાને જે વિવીધ ઠરાવો પસાર કરવામાં આવ્યા છે, તે સબજેક્ટ કમીટી તમારી સન્મુખ રજુ કરશે. આ બાબતમાં હું તમોને વધુ કંટાળો આપતે નહિ, પણ કોંગ્રેસના કામના બીજા ભાગના સંબંધમાં—બંગાળના ભાગલા અને 'સ્વદેશી' અથવા "બોયકોટ"ની હીલચાલના સંબંધમાં થોડું બોલવા માગું છું.

બંગાળના ભાગલા બંગાળીઓને ખરા મોટા દુઃખનું કારણ થઇ

પડ્યા છે. ઈંગ્લાંડે આ એક ખરાબ ભુલ કરી છે. હું નાશીપાસ થતો નથી, પણ આશા રાખું છું કે, આ ભુલ હજી પણ સુધરી શકે તેમ છે. આ વીષય બંગાળીઓ તરફથી એવી ઉત્તમ રીતે ચર્ચાઇ ગયો છે કે, તેના સંબંધમાં હું કંઇ વધુ બોલવા માગતો નથી. પણ તેના સંબંધમાં ચર્ચા કરનારાઓ વીષે ઘણું સાંભળીએ છીએ. ઈંગ્લાંડના રાજ્યદ્વારી, સાંસારીક અને ઉદ્યોગના ઇતીહાસનો આત્મા ચર્ચાજ છે. ચર્ચાથીજ અંગ્રેજો કીર્તીવંત પરીણામો લાવવા શક્તીમાન થયા છે; તેઓની આબાદી, તેઓની સ્વતંત્રતા અને ટુંકામાં દુનીયાના દેશોમાં તેમની પ્રથમ પંક્તી તેઓ ચર્ચાથીજ મેળવવા પામ્યા છે.

ઈંગ્લંડમાં દરરોજ ચર્ચા, ચર્ચા અને ચર્ચા સીવાય બીજુ કંઇ જોવામાં આવતું નથી. સહવારમાં પત્ર ઉઘાડતાં શરૂઆતથી છેડા સુધી ચારે બાજુએ ચર્ચા—કોંગ્રેસો અને કોન્ફરન્સો—સભાઓ અને ઠરાવો, સ્થાનીક અને રાષ્ટ્રીય હીલચાલો, એજ જોવામાં આવે છે. વડા પ્રધાનથી તે છેલ્લામાં છેલ્લી પંક્તીના રાજ્યદ્વારી તેને જે જોઇએ છે તેને માટે ચર્ચા કરવાનો ધંધો લઇ બેઠેલો છે. ચર્ચા, માનસીક બળનું સુધરેલા જમાનાનું શાંત હથીયાર છે. અને જ્યાં બની શકે ત્યાં શારીરીક પશુબળ કરતાં ઘણુંજ પસંદ કરવા જોગ છે. આ વિષય ઘણો લલચાવનારો છે. પણ હું એટલુંજ કહીશ કે, અંગ્રેજ ચર્ચા કરનારાની યુનિવર્સીટીમાં હિંદી વર્તમાનપત્રોવાળાઓએ માત્ર મેટ્રીક્યુલેશનનીજ પરીક્ષા પસાર કરેલી છે, જ્યારે અંગ્રેજી વર્તમાનપત્રોવાળાઓએ એમ. એ. ની પરીક્ષા પસાર કરી છે. પહેલાઓ બીજાઓના માત્ર ચેલાઓ છે અને અંગ્રેજી વર્તમાનપત્રવાળાઓએ મગરૂબ થવું જોઇએ કે તેઓના ચેલાઓ, પોતાના ગુરૂઓને જબ આપે છે. મેકોલેએ પોતાના એક ભાષણમાં જણાવ્યું હતું કેઃ—"મારૂં

મત એવું છે કે, જે લાભકારક સુધારાઓ આપણે પ્રાપ્ત કરવાને શક્તીવાન થયા છીએ, તે સઘળા સુધારાઓ ચર્ચાનેજ આભારી છે અને ચર્ચા કર્યા સીવાય આપણે તે કદી મેળવી શકયા નહોત ..... સત્ય વાત એ છે કે, લોકપ્રીય કારોબારથી આપણે ચર્ચાને જુદી પાડી શકતા નથી...શું ગુલામોનો વેપાર ચર્ચા સીવાય કદી પણ નાબુદ થયો હોત ? શું ગુલામગીરી ચર્ચા સીવાય કદી પણ નાબુદ થઇ હોત?"

ઇંગ્લંડની દરેક હીલચાલો—સેંકડો સ્થાનીક અને રાષ્ટ્રીય—સીધું હથીઆર, સભાઓ, વારૂદ્ધ હિલચાલો અને ચર્ચા કરી પાર્લીમેંટને અરજી કરવામાં સમાયલી છે. " તમારો તાબેદાર સેવક " એ શબ્દો પત્રમાં લખવામાં આવવાથી જેમ લખનારને તાબેદાર સેવક બનાવી દેતા નથી, તે પ્રમાણે આ અરજી કંઇ મહેરબાની દાખલ માગવામાં આવતી નથી. ઉંચા સત્તાધીકારીઓ પાસે દાદ મેળવવાનો આ એક સરેસ્તા મુજબનો માર્ગ છે. હકો, ન્યાય અથવા તો સુધારાઓ માટે અરજી એક જાતના હક છે—અને તે વડે, કોઇ અમુક બાબતમાં જાહેર પ્રજા કેવી રીતે કામ લેવા માગે છે, તે પાર્લીમેંટને બાર મુકી દર્શાવી આપવાનો એક માર્ગ છે. અત્યાર સુધી આપણી અરજીઓમાં આપણને થોડી ઘણી નાશીપાસી મળી છે. એમ આપણે ઘણું માગ્યું છે તેથી બન્યું નથી, પણ આપણે ઘણી થોડી અરજી કરી છે. પાર્લામેંટનું અગત્યનું અવયવ જેનું ઘણું વજન પડે છે, તે એ છે કે, પ્રજા જે સ્વાલમાં લાભ ધરાવે છે તે મેળવવા માટે, તે ઘણીજ આતુર છે. હમણાજ થોડા વખત અગાઉ ખજાનચી મી૦ એસ્કવીથે, સ્ત્રીઓને હક નહિ આપવાના સંબંધમાં જણાવ્યું હતું કે, સ્ત્રીઓનો મોટો ભાગ હક મેળવવા માટે આતુર

છે, એવો પુરતો પુરાવો હોય એવું હું જોઇ શકતો નથી. આપણને જે જોઇએ છે તેને માટે આપણે અરજ કરી નથી તેમજ આપણે પુરતી ચર્ચા માટે હીલચાલ કરી નથી. દરેક ઉપયોગી બાબતોમાં પાર્લામેંટને આપણે સેંકડો અને હજારો અરજીઓ અને તે અરજીઓ ઉપર હિંદુસ્તાનના સઘળા ભાગોમાંથી લોકોની સહી મેળવવી જોઇએ.

ઇંગલંડ ખાતેનો એક તાજો દાખલો લઇશું તો સરકારી દેવળોના પક્ષકારોએ કેળવણીને લગતા ખરડા સામે અકટોબર માસની શરૂઆત સુધીમાં ૧૪૦૦ સભા ભરેલી જાણવામાં આવી હતી; આ ઉપરાંત બીજી ઘણી ભરવામાં આવેલી સભાઓએ સાડાસાત લાખ સહી સાથ તે ખરડા સામે અરજીઓ કીધી હતી. તે વખત પછી તેઓ વધુ અને વધુ ઉદ્યોગી બન્યા છે. આપણે અંગ્રેજ સરકાર પાસેથી ખરી રીતે ઇનસાફ મેળવવા માગતા હોઇએ તો હિંદમાં દરેકે દરેક સ્થળે, ખુણેખાચરે આવેલાં મથકો ખાતે પણ શાંત રીતે હીલચાલ કરો, અને તે સરકારને ખાત્રી આપો કે આપણે આપણી હીલચાલમાં ખંતીલા છીએ. હું ખુશી થયો છું કે બંગાળીઓએ તે ધડો મેળવ્યો છે, અને તેવી હીલચાલની શરૂઆત કીધી છે. આખા હિંદે આ ધડો—નાણાંના ભોગનો તથા ખંતીલા અંગત કામનો—શીખવો જોઇએ.

હીલચાલ કરવાનો અર્થ લોકોએ ખબર આપવાનો થાય છે. હિંદીઓના હક શું છે, તથા તે હકો તેઓએ શા માટે અને કેવી રીતે મેળવવા તે હિંદીઓને સમજાવો, અને હિંદીઓના શું હક છે તથા તે હકો તેઓને શા માટે આપવા જોઇએ તે અંગ્રેજોને સમજાવો. જો આપણે મુંગા રહીએ તો તેઓ એવું કહે છે કે

આપણે આપણી સ્થીતીથી સંતોષી છીએ. આપણે બોલીએ તો આપણે હિલચાલ કરનારા થઈએ છીએ જ્યારે સરકાર આપખુદ રીતે તથા ધોરણ વીરૂધ વર્તે છે ત્યારે હિંદી લોકોને વ્યાજબી રીતે ધારા ધોરણસર વર્તવાનું કહેવામાં આવે છે.

હવે હું " કાયમની થઈ ચુકેલી બાબત "ના સંબંધમાં બોલીશ. પાર્લમેંટમાં લાર ખાતો દરેક ખરડો શું " ચોકસ ઠરેલી બાબત " નથી ? વળતે વરસે તેજ બાબત પાછી દેખાવ આપે છે. સને ૧૯૦૨ નો કેળવણીને લગતો ખરડો ચોકસ થયેલી બાબત હતી. તે આમની સભામાં પસાર થયેલો કાયદો હતો. શું તેમ નહોતું ? અને હાલ ટુંકા વખતની અંદર તેના સંબંધમાં કેવી ગરબડ ચાલી રહી છે ? તે માટે હાલ કેવી હીલચાલ તથા ઉશ્કેરણી થઇ રહી છે, અને થવાની વકી રાખવામાં આવે છે ? કદાચ બે સભાઓ વચ્ચે ઝપાઝપી થવાની વકી રહે છે. કાયમને માટે " ચોકસ ઠરેલી બાબત " જેવું કાંઇ છેજ નહિ. વખત બદલાય છે, સંજોગોને લગતું વધુ જ્ઞાન મળતાં વીચારોમાં ફેરફાર થાય છે, અથવા તો નવાં કારણો ઉભાં થતાં આજે ચોકસ ઠરેલી બાબત આવતી કાલે નાબુદ થાય છે.

જે બંધારણ હું સુચવું છું અને જે બંધારણને હું બધા પ્રાંતો ખાતેના રાજ્યદ્વારી મીશનરીઓની ટોળીનું નામ આપું છું તે બંધારણથી એક સાથે ઘણાં કામ સરશે—બ્રીટીશ રૈયત તરીકે પોતાના હકો લોકોને જણાવવાનું કામ, અરજ કરીને તે હકોનો દાવો કરવા માટે તેઓને તૈયાર કરવાનું કામ અને વહેલા મોડા તે હકો મળશે, એટલે જ્યારે તે હકો મળે ત્યારે તે હકોનો કેવી રીતે ઉપયોગ કરવો તથા તે હકો કેવી રીતે ભોગવવા તે તેઓને શીખવવાનું કામ.

" સ્વદેશી હિલચાલ " આજકાલની બાબત નથી. મારા ધારવા પ્રમાણે મુંબઇ ખાતે તે હિલચાલ ઘણાં વરસ ઉપર હયાતીમાં આવી હતી. હું વેપારના છુટાપણાનો હિમાયતી છું. વીશ વરસ થયાં હું કોબડન કલબનો સભાસદ છું, તથા તે કલબની કારોબારી કમીટીમાં છું, અને તેમ છતાં હું જણાવું છું કે હિંદનાં નાણાં સબંધી સ્વાલોમાં અકુદરતી રીતે કરવામાં આવતી ચરચુતને લીધે હિંદને " સ્વદેશી હિલચાલ " કરવાની ફરજ પડી છે. જ્યાં સુધી હિંદની નાણાં સંબંધી સ્થીતી અકુદરતી રહેશે તથા હિંદનાં બાળકોના ખર્ચે તથા તેઓની દરિદ્રતાને ભોગે પરદેશનાં બાળકોના પગાર પેનશન વગેરે માટે દર વરસે આશરે રૂપીયા ૨૦૦૦૦૦૦૦ આપવાની ફરજ પડતી હોવાથી હિંદ દર વરસે વધારે અને વધારે ગરીબડું થતું જશે ત્યાં સુધી હિંદની સ્થીતીને અર્થશાસ્ત્રના કાનુનો લાગુ પાડવા તે દાઝવા ઉપર ડામ દેવા જેવું થશે. આ બાબત વિષે હું એટલી બધી વાર બોલી ચુકયો છું કે અત્રે હું તે વિષે વધારે બોલીશ નહિ. હું તે વિષે મારૂં પુસ્તક જોવાનું જણાવું છું. હું અંગ્રેજોને એવો સ્વાલ કરૂં છું કે હિંદની નાણાં સંબંધી સ્થીતીમાં કુદરતની વીરૂધ જે માથું મારવામાં આવે છે તેવી વર્તણુંક અગ્રેજો ઇંગલંડના સંબંધમાં દોઢસો વરસ તો બાજુએ રહ્યાં પણ, એક પણ દીવસ ચાલવા દે ખરા કે ? નહિ, કદી ચાલવા દે નહિ. ઇંગલંડ તેવી વર્તણુકને કદી પણ આધીન થાય નહિ. હિંદી પ્રધાન મી. મોર્લીએ તેમજ કહ્યું છે. તે નામદાર જણાવે છે કે " દેશનાં નાણાં સંબંધી સ્વાલમાં ખોટી રીતે ચરચુત કરવાથી પ્રજાની હયાતી પણ જોખમમાં આવી જાય છે. "

હિંદીઓ માટે મેં જે ફરજો જરૂરની બતાવી છે તેમાંની એક

ફરજ જો કે હું અહીં છેવટે બતાવું છું તો પણ ઓછી અગત્યની નથી. તે ફરજ બધા ધર્મના તથા બધા વર્ગના હિંદીઓ વચ્ચે રાજ્યદ્વારી હેતુઓ માટે સંપુર્ણ ઐક્યની છે. હું તમો બધાને તેમ કરવાની અરજ કરૂં છું. તમે ચાહો તો મને ભીક્ષુક કહો—કોઇ સારાં કામમાં તથા કોઇ સારાં કામ માટે જરૂર પડવાથી ભીક્ષુક થતાં હું શરમાતો નથી—હું આવી ઐક્ય માટે હિંદીઓને અરજ કરૂં છું કારણ કે જેવી રીતે અંગ્રેજોના હાથમાં જે બાબતો હોય તે બાબતો માટે હું અંગ્રેજોને અરજ કરૂં છું તે પ્રમાણે જે બાબતો હિંદીઓના હાથમાં હોય તે માટે હું તેઓને અરજ કરૂં છું. બધા લોકો વચ્ચે રાજ્યદ્વારી હેતુઓ માટે સંપુર્ણ ઐક્ય માટેની આ અરજમાં હું મારા એસ્લામી બંધુઓને ખાસ અરજ કરૂં છું. તેઓની સંખ્યા મોટી છે. હિંદની અંદર તથા હિંદની બહાર તેઓ રાજ્યકર્તા હતા. હાલ પણ હિંદની અંદર તથા હિંદની બહાર એસ્લામી રાજ્યકર્તાઓ છે. હિંદના મોટામાં મોટા દેશી રાજ્યના દેશી રાજ્યકર્તા એસ્લામી છે. હું નામદાર નીઝામના સંબંધમાં બોલું છું. બીજા એસ્લામી રાજ્યકર્તાઓમાં જુનાગઢ, રાધણપુર, ભોપાલ તથા બીજા મથકોના રાજ્યકર્તાઓ છે. કેળવણીની બાબતમાં તેઓ પચ્છાત છે તેમ છતાં પહેલા હિંદી બેરીસ્ટર મી. બદરૂદીન તૈયબજી તથા પહેલા સોલીસીટર મી. કામરૂદીન તૈયબજી હોવા માટે તેઓ મગરૂર થઇ શકે તેમ છે. મુંબઇના વેપારનો મોટો ભાગ એસ્લામીઓના હાથમાં હોવાની વાત સારી રીતે જાણીતી છે. તેઓનો મુખ્ય હેતુ તથા તેઓની મુખ્ય કોશેશ પોતાની અંદર કેળવણીનો પ્રચાર કરવા માટે હોવાં જોઇએ. સર સૈયદ અહમદ તથા નામદાર જજ મી. બદરૂદીને એસ્લામીઓમાં કેળવણી ફેલાવવા માટે પોતાથી બનતું કર્યું છે. તેઓ એક વખત હિંદુના જેવા કેળવાયલા થાય તો પછી તેઓને કોઇ જાતનું ડરવાપણું રહેતું નથી. દરેક જાતની હરીફાઇમાં ટકી શકવા માટે

તથા દરેક બાબતમાં પોતાનો ઘટતો હીસ્સો—જેમાં સરકારી નોકરીનો માત્ર ઘણો નાનો ભાગ છે—મેળવવાને માટે તેઓ પુરતી બાહોશી, શક્તિ તથા બુદ્ધિ ધરાવે છે. સરકારી નોકરીમાં કાંઇ બધી બાબતોનો સમાવેશ થતો નથી.

મારા અવાજની કાંઇ અસર થઇ શકે તેમ હોય તો હું એવું ઇચ્છીશ કે એસ્લામીઓમાં કેળવણીનો ફેલાવો કરવા માટે સરકાર દરેક બનતી મદદ આપે. એક વખત સ્વરાજ્ય મળ્યું કે તરતજ બધા આબાદ થવા લાગશે, પણ તે વખત આવ્યા પહેલાં તેમ થશે નહિ. તેટલા માટે બધા લોકોએ પોતાના છુટકારા માટે સંપુર્ણ રીતે એકત્ર થવાની પુરતી જરૂર છે.

બધા લોકો રાજ્યદ્વારી સ્થીતીમાં તો એકજ હોડીમાં બેઠેલા છે. તરે તો બધા તરી શકે અને ડુબે તો પણ બધા ડુબે. એકત્ર થવા વગર બધી કોશેશો ફોકટની છે. સામાન્ય કહેવત છે—અને સામાન્ય બુદ્ધિ પણ તેમજ કહે છે—કે " એકસંપથી મુસ્કેલ કામ પણ સિદ્ધ થઇ શકે છે."

હું અહીં એક બીજી બાબત પણ જણાવીશ. જો મારી ભુલ થતી ન હોય તો મારો ખ્યાલ એવો છે કે બંગાળી એસ્લામીઓનો મોટો ભાગ થોડી પેઢી ઉપર જાતે તથા લોહીમાં હિંદુઓ હતા. આ પ્રમાણે હિંદુ, એસ્લામીઓનો મોટો ભાગ પોતાના હિંદુ ભાઇઓમાંથી સહેલાઇથી ઓળખી શકાતો નથી. ઘણાં સ્થળે હિંદુઓ તથા એસ્લામીઓ સાંસારીક ખુશાલી તથા દીલગીરીના મેળાવડામાં જોડાય છે. એકજ લોહીની બે કોમો વચ્ચેની કુદરતી લાગણી અટકાવી શકાય નહિ. મુંબઇ તરફ ગુજરાતના હિંદુઓ તથા એસ્લામીઓ બધા એકજ ગુજરાતી ભાષા બોલે છે, અને એકજ ઓલાદમાંથી ઉતરી આવેલા છે. મહારાષ્ટ્રમાં પણ હિંદુઓ અને એસ્લામીઓ એકજ ભાષા

બોલે છે, અને એકજ ઓલાદમાંથી ઉતરી આવેલા છે–અને હું ધારૂં છું કે ઉત્તર હિંદુસ્તાન કે જ્યાં હિંદ ઉપર મુળ ચડાઇ લઇ આવનારા એસ્લામીઓના વંશજો છે, તે સીવાય આખા હિંદમાં બધે તેમજ છે, પણ ઉત્તર હિંદ ખાતેના તે એસ્લામીઓ પણ હવે હિંદના વતનીજ છે.

સર હેનરી કોટન જણાવે છે કે હિંદુઓ અને એસ્લામીઓ હિંદની બે આંખ સરખા છે. એકને ઇજા કરવાથી બીજી આંખને પણ ઇજા થાય છે. આપણે બધી રીતે એક થવું જોઇએ, અને સાથે મળીને કામ કરવું જોઇએ; એકસંપ હોય તો આપણે અરસપરસ મદદ કરી શકીયે, અને એકસંપ ન હોય તો એક વીરૂદ્ધની બીજાની કોશેશથી બંનેની પડતી તથા નાશ થશે.

સર સૈયદ અહમદે જણાવ્યું છે કે "હું તમને ખાત્રી આપું છું કે આપણા દેશમાં માત્ર બંગાળીઓજ એવા લોક છે કે જેને માટે આપણે મગરૂર થઇ શકાયે, અને તેઓને લીધેજ આપણા દેશમાં જ્ઞાન, છુટાપણાં તથા સ્વદેશાભીમાનની ખીલવણી થઇ છે. હું ખરૂં કહું છું કે બંગાળીઓ હિંદુસ્તાનની બધી કોમોના ખરેખર વડા તથા તાજ રૂપ છે. પ્રજા શબ્દમાં હું હિંદુઓ તથા એસ્લામીઓ એ બનેનો સમાવેશ કરૂં છું કારણ કે તે શબ્દને માત્ર હું તેજ અર્થ આપી શકું છું,"

તે મહાન પુરૂષની આવી રીતની ડહાપણ તથા સ્વદેશાભીમાનની લાગણી ભરેલી સલાહ હતી, અને હું આશા રાખું છું કે આ સલાહ આપણા એસ્લામીઓ અંતઃકરણમાં કોતરી રાખશે. હું એક વખત ફરીથી જણાવું છું કે હિંદના બધા લોકો કોઇ પણ જાતની અડચણ વગર સંપુર્ણ રીતે એકત્ર થવા ઉપરજ આપણા છુટકારાનો આધાર રહેલો છે.

કોંગ્રેસને અમુક બંધારણ આપવાના સ્વાલના સંબંધમાં મેં ઘણું

વાંચેલું છે. હું ધારૂં છું કે જેમ એક ખરડો સંપુર્ણ રીતે તૈયાર કરીને આમની સભામાં આવે છે તે પ્રમાણે જેઓએ આ સ્વાલ ઉઠાવ્યો છે તેઓ કોંગ્રેસના બંધારણને લગતો ખરડો તૈયાર કરવા માટે વ્યાજબી માણસો છે. તે ખરડો રજુ કરવામાં આવતાં કોંગ્રેસ તે ઉપર વિચાર ચલાવશે અને વધુ મતે જે પ્રમાણે થશે તે પ્રમાણે વર્તવામાં આવશે.

આપણામાંના દરેકે પોતાથી બનતું કરવું જોઇએ અને સ્વરાજ્યના સામાન્ય હેતુ માટે એકસંપથી વર્તવું જોઇએ.

છેવટે સાંસારીક સુધારા તથા ઉદ્યોગની ખીલવણીનો સ્વાલ—એ દરેક માટે ખંતથી કામ કરનારા માણસોનું ખાસ મંડળ હોવું જોઇએ. તે દરેક ઉપર જુદું જુદું ધ્યાન આપવું જોઇએ. ત્રણે મહાન હેતુઓ—રાજ્યદ્વારી, સાંસારીક તથા ઉદ્યોગીક માટે સાથે સાથે કામ કરતા હોવા જોઇએ. એક હેતુની ખીલવણી થતાં તેની અસર બીજા હેતુ ઉપર થશે. પણ હિંદી પ્રધાન મી. મોરલી વ્યાજબી રીતે અને ઘણાં ઉંડાં જ્ઞાનથી જણાવે છે કે "અંતે રાજ્યદ્વારી નીયમો આપણી પ્રજાકીય મહત્વતા, બળ તથા આશાનું મુળ છે." અને તે નામદારે કાઢેલો બીજો અગત્યનો ઉદ્દગાર જે હું જણાવું છું, તે ઉદ્દગારમાં હિંદને લગતા સ્વાલની આખી સ્થીતી સમાઇ જાય છે. તે નામદાર જણાવે છે કે "દેશનાં નાણાં સંબંધી સ્વાલમાં ખોટી રીતે ચરચુત કરવાથી પ્રજાની હયાતી પણ જોખમમાં આવી જાય છે."

હિંદને જે નુકશાન ખમવું પડે છે તે નાણાં સંબંધી બાબતોમાં ખોટી રીતે માથું મારવાનું પરીણામ છે, અને તે માટે એકનો એક ઉપાય એ છે કે "અંતે રાજ્યદ્વારી નીયમો આપણી પ્રજાકીય મહત્વતા, કૌવત તથા આશાનું મુળ છે" અને આ રાજ્યદ્વારી નીયમોનો સમાવેશ સ્વરાજ્યમાં થઇ જાય છે, અને આપણી આશા, કૌવત તથા મહત્વતા સ્વરાજ્યમાં વાસ કરી રહ્યાં છે.

દક્ષીણ આફ્રીકા ખાતે બ્રીટીશ હિંદીઓ તરફ ચલાવવામાં આવતી વર્તણુંકની બાબત ઉપર ગંભીર ધ્યાન આપવાની હું તમને ભલામણ કરૂં છું.

બાનુઓ અને ગૃહસ્થો, હવે મેં મારૂં કામ ખલાસ કર્યું છે. મારી જીંદગીની હવે જે ટુંક મુદત બાકી રહી હોય તેમાં હું કેટલું કામ બજાવી શકીશ તે હું જાણતો નથી, અને હું મારા દેશ તથા દેશ—બાંધવો માટે પ્રેમયુક્ત તથા ભક્તીભાવનો સંદેશો મુકી જઈ શકું તો તે એ છે કે "એકત્ર થાઓ, ખંતથી કામ કરો અને સ્વરાજ્ય મેળવો કે જેથી દરીદ્રતા, દુકાળ તથા મરકીને લીધે હાલ જે લાખો લોકો મરણ પામે છે તથા પુરતો ખોરાક નહિ મળવાથી જે કરોડો માણસો ભુખમરાનું દુઃખ વેઠે છે તેઓ બચવા પામે અને દુનીયાની મોટી તથા સુધરેલી પ્રજાઓમાં હિંદ અગાઉ જે સ્થિતિ ભોગવતું હતું તે સ્થિતિ હિંદ એક વખત ફરીથી ભોગવતું થાય."

એ ઉપરાંત શ્રીમાન દાદાભાઇએ ભાષણના અંતે એ પુરવણી દાખલ કીધી હતી જેમાં યુરોપીયન રાજ્યદ્વારીઓએ રાજ્યનીતિના સંબંધમાં જુદા જુદા પ્રસંગે ઉચ્ચારેલા ઉમદા સખુનો તથા કેટલીક વિગતો આંકડાવાર નીચે મુજબ જણાવી હતીઃ—

એક લીબરલ તરીકેં કેવી ફરજો બજાવવી જોઇએ તથા દેશની આબાદી અને સુધારા વધારા માટે સ્વરાજ્યની કેટલી જરૂર છે તે વિષે હાલના નામદાર રાજ્યદ્વારીઓએ કરેલા નીચલા એકરારો હું અત્રે આપીશ.

## સર હેનરી કેંપબેલ બેનરમેન.

'લીબરલ ટોળી તરફનો મારો ભક્તિભાવ અને લીબરલ નીયમોને વળગી રહેવાની બાબત એવી છે કે તેમાં હું કદી પણ કોઇને મચક આપીશ નહિ. અમે દેશમાં સુધારા વધારા કરનારી ટોળીના સભાસદો છીએ અને કોઈ પણ ચીજમાં હરકત કરનારી કે ઢીલ કરનારી ટોળીના સભાસદો નથી.' (રીફોર્મ

કલબ તા. ૨૬-૨-૧૮૯૯.) "લીબરલ ટોળીને તેના એક મહાન સુકાની અને આગેવાને દેશમાં સુધારા વધારા કરનારાં મોટાં હથીયાર તરીકે વર્ણવેલી છે. સુધારા વધારા કરનારૂં તે એક મોટું હથીયાર છે અને સવાલ એ છે કે આ હથીઆરને સર્વથી સરસ રીતે કેમ વાપરવું?' (આમની સભા. ૧૬-૨-૯૯) 'મેં તમો સન્મુખ જે વિચારો અને અભીપ્રાયો રજુ કર્યા છે તે એક લીબરલનાજ છે. લીબરલ ટોળીમાં તે વિચારો પરંપરાથી ઉતરી આવેલા છે. અમે લોકોનું ભલું લોકોની મારફતેજ અને લોકો ઉપર વિશ્વાસ મુકીને શોધી કહાડીએ છીએ. કોઇ પણ વર્ગ, કોમ યા આસામીને નુકશાનકારક નીવડે તેવા હક યા ઇજારો તદન નાશ કરવા અમે ઈચ્છીએ છીએ. મંહેના કે બહારના કારોબારની રાજ્યનીતી ચલાવતી વખત અમે એવો મત ધરાવીએ છીએ કે માત્ર સત્ય કીર્તી યા દોલતથીજ પ્રજા ઉન્નત થતી નથી પણ પ્રમાણીકતા, અપક્ષપાત, ન્યાય અને છુટાપણાથીજ તે ઊંચી ટોચે પુગે છે' (ચુંટણી કરનારાઓ સન્મુખ ભાષણ; ૨૧-૯-૧૯૦૦) "પ્રજાની ઇચ્છા મુજબ દીલસોજ અને સંતોષી કારોબાર ચલાવવામાં આવે નહિ ત્યાં સુધી બ્રીટીશ સત્તા સલામતી ભરેલી રીતે સ્થાપી શકાય નહિ' (ઓકસફર્ડ ૨-૩-૦૧). 'સદગુણો' અસરકારકપણું તથા સ્વરાજ્યનો ઇન્સાફ આ એક લીબરલ નીયમ છે. પ્રજાકીય લાગણીની કદર બુઝી તેને ઉત્તેજન આપવું એ બીજો લીબરલ નીયમ છે. પ્રજાના પ્રતિનીધી મારફતેજ લોકોની ઇચ્છા જાણવી એ પણ લીબરલ નીયમ છે.' ( લીસ્ટર ૧૯-૨-૦૨ ) 'અમો લીબરલોને અમારા વિચારો તેમજ કામોમાં છુટાપણાંનો ઉપયોગ કરવાની ટેવ પડેલી છે. છુટાપણું તો જીંદગીના શ્વાસરૂપ ચીજ છે.' (નેશનલ લીબરલ કલબ; ૫-૩-૦૨) 'અમે છુટાપણા માટે ઉભા છીએ. અમારી રાજ્યનીતી છુટાપણાંની છે. પ્રજાની જીંદગી ઉપર અસર કરે એવી સઘળી ચીજોના સંબંધમાં છુટાપણું, ધર્મ સંબંધી છુટાપણું અને બધી કોમોને એકસરખી પંકતીએ ગણવાનું છુટાપણું....' (નોરીચ, ૨૬-૧૦-૦૪.)

## મી. જોન મોર્લી.

'શહેનશાહી દોરનો જો તમો એવો અર્થ ઉઠાવતા હો કે દયા, ઇનસાનીયત અને ઇનસાફનાં ગુણોનો તેમાં સમાવેશ થઈ જાય છે તો બેશક તમે

તેને વળગી રહેજો. પણ તમે સુધારા અને ઈનસાનીયતપણામાં તમારા ઊંચા ધોરણ ઉપરથી ગબડી જાઓ એવો તેનો અર્થ થતો હોય તો તમારા ભલાંની ખાતર તમે તેથી ચેતતા રહેજો અને મજબુતીથી તેના સામા થજો.' (સીડની, ૨૫–૫–૯૯) 'એક મહાન દેશના આપણે સર્વે શહેરીઓ છીએ. આપણને ઉમદા આચાર અને વિચારોનો વારસો મળેલો છે. આપણે માનીએ છીએ કે માણસની માફક કોશીશો કરતા રહેવાથીજ મનુષ્ય માત્રની ખીલવણી થશે. અને હું આશા રાખું છું કે આપણે સઘળા આપણા જુદા જુદા તબક્કાઓ, જમાનાઓ અને સંજોગો વચ્ચે ઠસવ ભરેલી રીતે અને સ્વાર્થ રહિત રીતે તેમજ પક્કા નિશ્ચય અને સાદાઇથી તે માટેની કોશીશ કરતા રહી છેવટે યાદગાર ફતેહ મેળવવાને શકિતવાન થઇશું' (નેશનલ લીબરલ ફેડરેશન–વાર્ષિક સભા; ૧૯–૫–૦૪)

## મી. એચ. એચ. એસ્કવીથ.

'બ્રીટીશ શહેનશાહતના બીજા ભાગો તરફ આપણે નજર પહોંચાડીશું તો હું ધારૂંછું કે ત્યાં પણ ઉભા થતા નવા સ્વાલોને આપણા જુના નીયમો લાગુ પાડવાનો રસ્તો એક સરખો ખુલ્લો થયલો નજરે આવશે. બ્રીટીશ શહેનશાહત માટે આપણે મગરૂર છીએ. તેના સંબંધમાં રાજ્યના એક કે બીજા પક્ષ વચ્ચે તફાવત જેવું કશું નથી. એક શહેનશાહતની જોખમદારીઓને પહોંચી વળવાને આપણે જે વલણ પકડીએ તેને અનુસરીને શહેનશાહત કાં તો આશીર્વાદ કે કાં તો શ્રાપ સમાન નીવડે...' (એડીનબરો; ૧૦–૧–૧૯૦૦) 'છુટાપણું અને ઇન્સાફ શહેનશાહતની રાજ્યનીતી તથા તેની બહારની ગોઠવણોની કસોટી છે ...એજ રીત વડે શહેનશાહત ભવિષ્યમાં કીર્તિ મેળવવાની આશા રાખી શકે.' (એકસફર્ડ ૨૪–૨–૧૯૦૦ )

× × × × ×

૧૯૦૫ ના જુનમાં બજેટ ઉપર ભાષણ કરતાં મી. બ્રાડરીકે જણાવ્યું હતું કે ઇંગ્લંડમાંથી હિંદ ખાતે ગયે વરસે ૪ કરોડ પાઉંડનો માલ નીકાસ કરવામાં આવ્યો હતો, જે નીકાસ ઓસ્ટ્રેલીઆ, કેનેડા અને કેપકોલોની ખાતે ઇંગ્લંડ ખાતેથી કરવાંમાં આવેલી સંયુકત નીકાસ જેટલી હતી. જણાવવામાં આવેલી આ બીના ખોટે માર્ગે દોરનારી હતી. સત્ય હકીકત નીચે મુજબ છે:

બ્રીટીશ અને આયરીશ બનાવટનો માલ એ ચારે દેશમાં કેટલા પ્રમાણમાં નીકાસ કરવામાં આવે છે તેનો ખરો ક્યાસ કરવો હોય તો પ્રજાની દરેક વ્યક્તીને કેટલો માલ મળ્યો તે જાણવાનું છે. એસ્ટ્રેલીયાની વસ્તી (૧૯૦૩ માં) ૩૯૩૧૨૭૪ ની હતી. સને ૧૯૦૪ માં ૧૭૩૩૬૭૪૦ પાઉંડનો માલ ઓસ્ટ્રેલીયા ખાતે નીકાસ કરવામાં આવ્યો હતો, જેથી માણસ દીઠ ૮૮ શીલીંગ અને ૨ પેન્સ આવ્યા હતા. કેનેડાની વસ્તી (૧૯૦૩ માં) ૫૭૫૩૦૩૯ ની હતી. ૧૯૦૪ ની સાલમાં ૧૦૬૨૪૨૨૧ પાઉંડનો માલ કેનેડા ખાતે નીકાસ કરવામાં આવ્યો હતો, જેથી માણસ દીઠ ૩૭ શીલીંગ આવ્યા હતા. કેપ ઓફ ગુડ હોપ ખાતે ૧૨૦૪૮૭૭૮ પાઉંડનો માલ નીકાસ કરવામાં આવ્યો હતો, જેથી માણસદીઠ ૧૦૦ શીલીંગ આવ્યા હતા.

હિંદની વસ્તી (૧૯૦૩ ના આશરા પ્રમાણે) લગભગ ૩૦ કરોડની હતી. અને હિંદ ખાતે ૪૦૬૪૧૨૭૭ પાઉંડનો માલ નીકાસ કરવામાં આવ્યો હતો, જેથી માણસ દીઠ ૨ શીલીંગ ૮ પેન્સ આવ્યા હતા. હિંદ ખાતેની આ નીકાસમાં સરહદની બીજી બાજુના દેશમાંથી જમીન માર્ગે આવેલા માલનો પણ સમાવેશ થાય છે. યુરોપીયનો અને સારી સ્થીતીના થોડા હિંદીઓએ પોતા માટે મંગાવેલો માલ બાદ કરતાં હિંદી પ્રજાના મોટા ભાગમાં માણસ દીઠ ભાગયે ૨ શીલીંગ આવે. આ મોટો ભાગ લોર્ડ લોરેન્સના કહેવા મુજબ 'નજીવી આજીવીકા' ઉપર ગુજરાન ચલાવે છે. કદાચ લાખો માણસો બ્રીટીશ બનાવટના માલનાં દર્શન કરવા પણ નહિ પામતાં હોય.

કેનેડાનાં સંસ્થાનો ટુંક વખતમાં સ્વરાજ્યને લીધે થયલી ખીલવણીને આધારે, તેઓએ બ્રીટીશ બનાવટનો માલ નહિ વાપરવા ઠરાવ કર્યો છે તે છતાં માણસ દીઠ ૩૭ શીલીંગનો માલ વાપરે છે. ઓસ્ટ્રેલીયા ૮૮) ૧૨ અને કેપ ૧૦૦ શીલીંગનો માલ વાપરે છે ત્યારે હિંદ માણસ દીઠ માત્ર ૨)૧૮ શીલીંગનો માલ વાપરે છે અને તે પણ બ્રીટીશ રાજ્યને ૧૫૦ વરસ થયાં પછી અને વેપારના છુટાપણા અને સંપુર્ણ બ્રીટીશ હકુમત સહિત.

આથી ઇંગ્લંડના વેપારને, આબાદીને અને ઉદ્યોગોને અસાધારણ ધકકો પહોંચે છે. સંસ્થાનોની માફક હિંદને પ્રમાણીકપણે સ્વરાજ્ય આપવામાં આ-

ય્યું હોત અને ૩૭, ૮૮ તથા ૧૦૦ શીલીંગની વાત બાજુએ મુકતાં માત્ર ૨૦ શીલીંગનો માલ દરેક માણસ વાપરવા શકિતવાન થયો હોત તો પણ ઇંગ્લાંડથી હિંદ ખાતે ૧૯૦૪ માં ઓછામાં ઓછા ૪ કરોડ પાઉંડને બદલે ૩૦ કરોડ પાઉંડનો માલ નીકાસ કરવામાં આવ્યો હોત; એટલે કે ૧૯૦૪ ની સાલમાં ઇંગ્લંડથી આખી દુનિયાને જે માલ રવાના કરવામાં આવ્યો હતો તે માલ ફકત હિંદ એકલુંજ મંગાવત કેમકે ઇંગ્લાંડની સને ૧૯૦૪ની જુમલે નિકાસ ૩૦૦૭૧૧૦૪૦ પાઉંડની હતી. ઇંગ્લંડને એ પ્રમાણે કેટલો મોટો ફાયદો થયો હોત ? હિંદ સ્વરાજ્ય ભોગવતો દેશ થશે તે વખતે આ મહાન પરિણામ આવ્યા વિના રહેશે નહિ.

ઇંગ્લંડની પ્રજા હાલમાં દર વરસે દર માણસ દીઠ મહેસુલ માટે ૯૭ શીલીંગ આપેછે, જ્યારે હાલના કરતાં અસહ્ય બોજા નીચે ગરીબ હિંદી પ્રજા મહા મુશીબતે ૬ શીલીંગ ૬ પેન્સ આપી શકે છે. સ્વરાજ્યથી આબાદ થતી સંપતીને લીધે, ઇંગ્લંડના લોકો ૯૭ શીલીંગ આપે છે તેને બદલે, હિંદીઓ માત્ર ૨૦ શીલીંગ આપવા શકિતવાન થાય તો પણ બ્રીટીશ હિંદની કેવી મહાન મહેસુલ થાય ? હાલના ૭૮૦૦૦૦૦૦ પાઉંડને બદલે ૨૪ કરોડ પાઉંડની થાય. વેપારના છુટાપણાંના આધારે હિંદની સ્વરાજ્યથી આબાદ થતી જતી ૩૦ કરોડની પ્રજા અને ઇંગ્લાંડ વચ્ચે કેવો જંગી વેપાર ચાલે ? હિંદુસ્તાનની જો આટલી મહેસુલ થાય તો તે પોતાની સઘળી જરૂરીઆતો સંપુર્ણ મેળવી શકશે.

શ્રીમાન દાદાભાઇનાં આ ભાષણથી સર્વે સંતુષ્ટ થયા. પ્રમુખ તરીકે તેમણે એટલી બાહોશીથી કામ ચલાવ્યું કે કહેવાતા બે પક્ષનું નામ નિશાન પણ જણાયું નહિ. ભિન્ન ભિન્ન મતિના સર્વે મહાપુરૂષોએ એકસંપથી સઘળું કામ પાર પાડ્યું અને શ્રીમાન દાદાભાઇએ પૂર્ણ યશ મેળવ્યો.

એ કામ પૂર્ણ કરીને શ્રીમાન દાદાભાઇ પાછા મુંબઇ પધાર્યા, જે વેળાએ તેમના માનમાં રીપન કલબ તેમજ કેટલાક ગૃહસ્થો તરફથી મેળાવડા કરવામાં આવ્યા હતા. મેળાવડા પ્રસંગે તેમના માનમાં થ-

ખલાં ભાષણો જેમ તેમના હિંદ ઉપરના મહદ્ ઉપકારનું દર્શન કરા-વનારાં હતાં તેમ તે ભાષણોનો જવાબ વાળતાં શ્રીમાન દાદાભાઇએ ઉચ્ચારેલા શબ્દો પણ વિદ્વતા સાથે હિંદ માટેની તેમની અંતઃકરણની ઉમદા લાગણીની પૂર્ણ સાબીતી આપનારા હતા. શ્રીમાન દાદાભાઇ પોતાની ૮૨ વર્ષની વય હોવા છતાં હિંદહિત માટે મથન કરવાને દરિયાપારના દેશોમાં પધાર્યા છે. હાલમાં તેઓ માંદગી ભોગવે છે. તા. ૧૬-૮-૦૭ને રોજ તેઓનું મૃત્યુ નીપજ્યાના માઠા સમાચાર ફરી વળ્યા હતા પણ તા. ૧૪મીએ તે સમાચાર ખોટા ઠરવાથી સઘળે આનંદ ફેલાયો છે. પરમાત્મા તેમને દીર્ઘાયુષ્ય અને તેમનાં કાર્યમાં ફતેહ આપો.

વાંચકો, હિંદદાદા દાદાભાઇનાં વખાણ કરવા બેસવું એ પણ મહા મુશ્કેલી ભરેલું બલકે જોખમ ભરેલું કામ છે. તેમના ગુણો અને ઉચ્ચ હૃદયનો ખ્યાલ આપવાને મહાન વિદ્વાનો પણ અસમર્થ નીવડે તેમ છે. શ્રીમાન દાદાભાઇ એક એ માણસ છે કે જેણે પોતાની જીંદગી સ્વદેશના હિત માટે નિરંતર મથન કરવામાં ગાળી છે. શ્રીમાન દાદાભાઇને જો કે ૮૨ વર્ષ થયાં છે તો પણ હજુ તે હમેશના જેટલાજ ચપળ અને સ્ફુરતાવાળા છે. હિંદ લાંબા વખતથી તેમના મહદ્ ઉપકાર નીચે દબાયું છે. હિંદુસ્તાનની ગરીબાઇ ના. વાઇસરોયો, હિંદી પ્રધાનો અને ઇંગ્લાંડના લોકોનાં મન ઉપર ઠસાવવા તેમણે જે પ્રયાસ કીધો છે તે અમુલ્ય છે અને તેને માટે હિંદ તેમનું આભારી છે. તેમના એ પ્રયાસનાં ફળ આવવાનો વખત ધીમે ધીમે પાસે આવતો જાય છે. શ્રીમાન દાદાભાઇએ જે કાંઇ કામ કીધાં છે તે નિરતર નિઃસ્વાર્થેજ અને કાંઇ પણ આડંબર વિના કરેલાં છે. તેમણે હમેશાં બ્રીટીશ ન્યાયમાં પુર્ણ વિશ્વાસ રાખીને કામ કીધું છે અને જો કે તેમના ઉપર વારંવાર ભાષામાં કરડકી વાપરવાનો દોષ મુકવામાં આવે

છે પરંતુ તેમના લેખ અગર ભાષણોમાં જરા પણ રાજ્યદ્રોહનું નીશાન જોવામાં આવતું નથી. પવિત્રતા, સાદાઇ, સહનશીલતા, ઉમદા પ્રકારનો સ્વાર્થત્યાગ, ઉચ્ચ સ્વદેશાભિમાન, પુર્ણ પ્યાર અને ઉચ્ચ આશયોના અવલંબન યુક્ત હોવાથી હિંદદાદા દાદાભાઇનું જીવન વૃતાંત દરેક હિંદીને માટે અનુકરણીય છે. શ્રીમાન દાદાભાઇ ખરૂં કહીએ તો હિંદવાસીઓનાજ નહિ પણ ઇંગ્લંડવાસીઓના પણ ગુરૂ નીવડી ચુકયા છે.

શ્રીમાન દાદાભાઇનું જીવન સંક્ષેપમાં આલેખ્યું. હવે તેને પુર્ણ કરતા પહેલાં એ મહાન નરે પોતે પોતાના જીવનના સંબંધમાં જે કાંઇ ઉદ્દગારો કહાડેલા છે તે વાંચકો આગળ રજુ કરીશું. તેમણે લખેલા સ્વજીવન ચરિત્ર ઉપરથી અવશ્ય તેમના ઉચ્ચ આશયો હિંદ માટેની ઉમદા લાગણી વિદ્વતા અને ગંભીરતાનાં દર્શન થયા વિના રહે તેમ નથી. શ્રીમાન દાદાભાઇ જણાવે છે કે:—

મારી માના જણાવવા મુજબ જ્યારે કોઇ છોકરો મને કાંઇ અપશબ્દ કહેતો ત્યારે હું કહેતો કે તે અપશબ્દ તમારા પોતાનાજ મોઢામાં રહેશે. હું ન્હાનો હતો ત્યારથીજ ક્રીકેટ રમવામાં બહુ આનંદ માનતો અને સખ્ત તડકાની પણ પરવા કરતો નહિ. અર્ધા કલાકની મળતી છુટીના વખતમાં હું નિયમીત રીતે રમતો. ગુણાકાર તેમજ લેખાંના કામમાં હોંશીઆર, તેમજ નાનાં કદનો અને સ્વચ્છ રંગનો હોવાથી હું મારી સ્વદેશી શાળામાં એક "નમુનેદાર છોકરો" ગણાતો. હું બચપણમાં પારસીઓ સન્મુખ ફિર્દુ શાહનામું વાંચવાનું બહુ પસંદ કરતો અને તે વાંચનેજ મારૂં વર્તન ઉચ્ચ બનાવ્યું છે. નાની ચીજનાં કેવાં મોટાં પરિણામ આવે છે? નેટીવ એજ્યુકેશન સોસાઇટીએ એક નિશાળ સ્થાપી હતી. મને મારી માતાએ તે સ્કુલમાં મુકયો અને એ કાર્ય મારા આખા જીવનની કારકીર્દીના પાયા-

રૂપ હતું. તે વખતે ભણવાની કાંઇ ફી બેસતી નહિ. જો તે વખતે આજના જેવી મોટી ફી આપવાની હોત તો મારી મા મને નિશાળે મુકી શકત નહિ અને એ બનાવેજ મને મફત કેળવણીનો હિમાયતી બનાવ્યો છે અને મારો એવો સિદ્ધાંત થઇ ગયો છે કે ગરીબ કે તવંગર, દરેક બાળકને પુર્ણ કેળવણી મેળવવાની તક મળવી જોઇએ. પંદર વર્ષની વય થતાં જાગૃતિ આવી. મને તે બનાવ ગઈ કાલેજ બન્યો હોય એમ જણાય છે. મેં રસ્તામાં એક સ્થળે કદાપિ હલકી ભાષા નહિ વાપરવાની પ્રતિજ્ઞા કીધી. તે પછી કેળવણીના વધવા સાથે અમુક કામ કરવું અને અમુક કામ ન કરવું તેના નિશ્ચય થવા માંડ્યા, અને હું તે નિશ્ચયોને પ્રમાણીકપણે વળગી રહ્યો. નાનો હતો ત્યારે ખાણાં પહેલાં મને જરા દારૂ પીવાની ટેવ હતી. એક દિવસ ઘરમા દારૂ નહોતો અને મને સામી દુકાને દારૂ પીવા જવું પડયું. તે વખતે મને જે શરમ ઉપજી તે હું કદી ભુલી ગયો નહિ. એટલેથીજ બસ થયું. હું ફરીથી કદી દારૂની દુકાને ગયો નહિ. જ્યારે હું નિશાળે બેઠો ત્યારે ત્યાં બે યુરોપીયન શીક્ષકો હતા. એક સાહિત્ય માટે અને બીજા ગણિત માટે. તેમના વચ્ચે મતભેદ થતાં તેમણે શાળાના બે ભાગ કરી તમામ પ્રકારની કેળવણીનો બોજો પોતાના ઉપર લઇ લીધો. બેમાંના એક રીતભાતના સંબંધમાં સખ્ત હતા. બીજાને તે બાબતની કાંઇ લાગણી નહોતી. મારા નશીબે તે બીજા શિક્ષક સાથે રહેવાનું થયું. ખરેખર અમને સ્વેચ્છાનુસાર વર્તવા રજા મળતી પણ આળસુ થવા દેવામાં આવતા નહિ. ચપળ તો રહેવુંજ જોઇએ. પાઠ કરવાનું દબાણ ન હોવાથી મેં ધંધો શોધવા માંડયો. રીતભાત સંબંધે અમને એટલી તો છુટ મળતી કે વારંવાર અમે નિશાળ બહાર નીકળી જઇ આખો દીવસ રમતમાં ગાળતા. આ પ્રમાણે એક વરસ ગુમાવ્યું. છ

તાં મને તેથી ફાયદો થયો નથી એમ હું કહીશ નહિ. હું જો કોઇ વાર્તા એક વખત સાંભળતો તો પછી તે વાર્તા તેવા જુસ્સાથી બરાબર કહી શકતો અને મારી તે શક્તિ તેમજ રમતની ચતુરાઇથી હું છોકરાઓમાં આગેવાન બન્યો, મને આત્મવિશ્વાસ બેઠો અને તેથી હું સ્વાશ્રયી બન્યો. વર્નાક્યુલર અને અંગ્રેજી નીશાળોનો અભ્યાસ સમાપ્ત કરી હું એલ્ફીન્સ્ટન કોલેજમાં દાખલ થયો સીતારો પાંસરો હતો. ત્યાં પણ ફી નહોતી. સ્કોલરશીપ મેળવનાર કોલેજમાં દાખલ થઈ શકતો. તે પ્રમાણે મને એક સ્કોલરશીપ મળી હતી મેં તે સમયે "ઝોરાસ્ત્રીઅનોનાં કર્તવ્ય" નું પુસ્તક વાંચ્યું તેમાં ખુલ્લા વિચાર, ખુલ્લા શબ્દ અને ખુલ્લું કામ કરવાની શીખામણ આપેલી હતી. એક શબ્દ બસ થતો હોય તો બે વાપરવા નહિ, અને વીચારની શુદ્ધિ, એ મને 'ઇમ્પ્રુવમેંટ ઓફ માઇન્ડ' નામનાં અંગ્રેજી પુસ્તકે શીખવ્યું. કેળવણીની જેમ જેમ ખીલવણી થતી ગઇ તેમ તેમ વિચારશક્તિ ભિન્ન ભિન્ન દિશાઓમાં વધતી ગઇ. મને સમજાયું કે હું એક ગરીબ માણસ છું, તે એટલે સુધી કે નિશાળમાં અભ્યાસ માટે જોઇતી ચોપડીઓમાંની કેટલીક મારા સાધારણ સ્થીતિના એક સોબતી મી. કામા, જેના કુટુંબ સાથે મારી ખાનગી તેમજ જાહેર જીંદગીમાં મારે પછીથી ઘણું કામ કરવું પડ્યું છે તેમની પાસેથી મેં મેળવી છે. મને સારી રીતે યાદ આવતું કે હું ગરીબ માણસોના ભોગે કેળવણી પામ્યો છું, અને તેથી સ્વભાવિક રીતે સ્ફુરણા થઇ કે મારે મારી કેળવણીનો બને તેટલો સારો લાભ ગરીબ માણસોને આપવો અને લોકસેવા પાછળજ મારે મથવું. મારા હૃદયમાં આ વિચારો સ્થાન લેતા હતા તે સમયે મારા હાથમાં કલેયર્સનની "Slave trade" અને મહાન્ સખાવતી નર હાવર્ડનાં જીવનચ-

રિત્રની ચોપડીઓ આવી. આથી બધું નક્કી થઇ ગયું. મારી ઇચ્છા બને તેટલી લોકસેવા બજાવવાની હતી. કૉલેજમાં સર અર્સકીન પેરીનો મારા માટે સારો મત હોવાથી તેમણે બેરીસ્ટરનો અભ્યાસ કરવા માટે મને વિલાયત મોકલવાની દરખાસ્ત કરી. જો મારી પારસી કોમના આગેવાનો અર્ધું ખર્ચ આપે તો બાકીનું અર્ધું ખર્ચ તેમણે પોતે આપવા કહ્યું. કાંઇ ગેરસમજ થવાથી સર અર્સકીનની એ દરખાસ્ત સ્વીકારવામાં આવી નહિ. હું ધારૂં છું કે વડીલોને એવો ભય લાગ્યો કે રખે ને ઇંગ્લાંડના મીશનરીઓ મને ક્રીશ્ચન બનાવી દે. થોડાં વર્ષો પછી જ્યારે સર અર્સકીન ધારાસભાના સભાસદ હતા ત્યારે મને હિંદી સરકારની ઓફીસમાં મળ્યા, ત્યાં વાતચીત થતાં તેમણે જણાવ્યું કે " મારી માગણી સ્વીકારવામાં ન આવી એ ઘણું સારૂં થયું કારણ મને ખાત્રી છે કે તમે વકીલ થયા હોત અને જાહેર પ્રજાનું જે કામ કરત તે કરતાં તમારા જીવને ચાલુ સ્થીતીમાં પ્રજાના હિત માટે વધારે કર્યું છે." હવે મારે ધંધા માટે ગંભીર વિચાર કરવાનો સમય આવ્યો. સરકારી નોકરીમાં દાખલ થવાની તૈયારી થઇ ગઇ. મુંબઇની બોર્ડ ઓફ એજ્યુકેશનનો સેક્રટરી મને બહુ ચાહતો અને તેણે મારા માટે સેક્રેટેરીએટમાં એક જગ્યા મેળવી. હું તેને મારા ભવિષ્ય ઉપર એક મજબુત ફટકા તરીકે ગણુતો હતો પણ સદ્દભાગ્યે કેટલાક સંજોગોએ મને એ જગ્યાનો સ્વીકાર કરતાં અટકાવ્યો. ખરેખર એ સઉથી સારો બનાવ બન્યો. જો તેમ ન બન્યું હોત તો મારે પણ નીચલી પાયરીના સરકારી અમલદારની સ્થાતિને આધીન થવું પડત. લંડન શહેરમાં " કામા એન્ડ કંપની " ના નામની પહેલી હિંદી પેઢી સ્થાપનારા ત્રણ સખ્સોમાંના એક તરીકે સને ૧૮૫૫ માં હું અચાનક ઇંગ્લાંડ ગયો તે પહેલાનાં છ

સાત વર્ષો તમામ પ્રકારના સાંસારિક, રાજ્યકીય, ધાર્મીક અને કેળ-
વણીને લગતા સુધારાઓ પાછળજ ગાળવામાં આવ્યાં હતાં. સ્ત્રી
કેળવણી, જાહેરમાં પુરૂષો સાથે સ્ત્રીઓનો મેળાપ, સાંસારિક અને
અન્ય મેળાવડાઓ, બાળ શાળાઓ, સ્ટુડંટસ લીટરરી એન્ડ સાય-
ન્ટીફીક સોસાઇટી, ઉપયોગી જ્ઞાનનો દેશી ભાષામાં ફેલાવો કરનારી
મંડળીઓ, પારસી સુધારો, બાળલગ્નનો નાશ, હિંદુ કોમમાં વિધવા-
ઓનાં પુનર્લગ્ન અને પારસી ધર્મસુધારા મંડળીઓ વિગેરે એવી હીલ-
ચાલો શરૂ કરવામાં આવી હતી, એવા સ્વાલો હાથ ધરવામાં આવ્યા
હતા અને એવાંજ ખાતાંઓ ઉભાં કરવામાં આવ્યાં હતાં. તેમાં કો-
લેજમાંથી તાજેતર બહાર આવેલા વિદ્યાર્થીઓ સારો ભાગ લેતા
અને તેમને કેટલીક બાબતોમાં વકીલો તેમજ સર અર્સકીન પેરી,
પ્રોફેસર પેટન અને બીજા કેટલાક ગૃહસ્થો મદદ આપતા. એલફી-
ન્સ્ટન કોલેજમાં અપાતી ઇંગ્રેજી કેળવણીનાં આવાં ફળ હતાં. મારા
જીવનના એ કાળ તરફ મગરૂરી અને આનંદથી તેમજ લોકો તર-
ફની મારી ફરજ બજાવ્યાના સંતોષસહ નજર ફેંકી શકું. એ " જુ-
વાનીના દીવસો " મને પ્રીય છે અને સુખનું મુળ છે. મારા શરૂ-
આતના જીવનનો મોટો બનાવ તે મારી એલફીન્સ્ટન કોલેજના ' મે-
થેમેટીકસ એન્ડ નેચરલ ફીલાસોફી'ના પ્રોફેસર તરીકે થયેલી નીમ-
ણુંક છે. "એલફીન્સ્ટન પ્રોફેસર"ના ખેતાબ સહિત હું હિંદમાં પહેલ-
વહેલો પ્રોફેસર થયો હતો. મને એ ખેતાબ સઉથી વધુ વહાલો છે
અને હું તેને સર્વ માન કરતાં વિશેષ માનું છું. જુવાનીના કાળમાં
રોપાયલાં બીજે મારે માટે મારા સ્વદેશીઓના પ્યાર અને માનરૂપ
પુષ્કળ પાક પેદા કીધો છે. મને " હિંદના મહાન વૃદ્ધ વીર " ક-
હીને બોલાવવામાં આવે તેથી હું જો આનંદ માનું તો શું તે ગુમાન

ગણાય? નહિ; તે ખેતાબ, જે મારા સ્વદેશીઓનાં ઉછળતાં, આભારી અને ઉદાર અંતઃકરણનો ભરપુર પુરાવો આપે છે તેને ભલે હું લાયક હોઉં અગર ન હોઉં તો પણ તે મારે મન મારાં જીવનના શ્રેષ્ઠ બદલા સમાન છે. મને મારા મીત્રે એક વખત પુછયું હતું કે "તમે ફરીથી જીવન ગાળવું પસંદ કરશો?" મેં તેમને જવાબમાં કહ્યું હતું કે "હા; તમામ નાશીપાસી અને મુશીબતો છતાં હું તે પસંદ કરીશ." મારાં સર્વે કાર્યોમાં આગેવાન મારી મા છે. જ્યારે હું—તેનું એકનું એક ફરજન બાળક હતો ત્યારે તેને વૈધવ્ય પ્રાપ્ત થયું અને તે રાજીખુશીથી વિધવા જ રહ્યાં. પોતાના ભાઇની મદદ સહિત તેમણે મારે માટે બહુ મહેનત કીધી. જો કે તે અભણ હતાં પણ તે એક "ડાહી માતા" હતાં. સર્વ માઠા સંજોગોથી મને તેમણે બચાવ્યો હતો. તે એક સારા સલાહકાર હતાં. તે સમયના વહેમો વિરૂદ્ધ સ્ત્રી કેળવણી અને બીજા સાંસારિક સુધારાનાં મારાં કામોમાં તેમણે મને અંતઃકરણથી મદદ કરી હતી. હું જે સ્થિતિએ પહોંચ્યો છું તે તેમનેજ આભારી છે.

વાંચકો હવે આ વૃતાંત પુર્ણ કરીશું. બાળ હો, યુવાન હો કે વૃદ્ધ હો, પુરૂષ હો કે સ્ત્રી હો, ગરીબ હો કે તવંગર હો, ગમે તે હો, પણ તમને પવિત્રતા, સહનશીલતા, સાદાઇ, નમ્રતા, પ્યાર, ખંત અને સ્વદેશાભિમાનથી ઉભરાઇ જતા ઉત્તમ મહાત્માના આ વૃત્તાંતમાંથી થોડું કે ઘણું. પણ કાંઇક તો શીખવાનું મળશેજ. એ પ્રમાણે જે કાંઇ શિક્ષણ મળે તેનું સાર્થક કરો એટલુંજ કહેવું બસ છે. પરમાત્મા શ્રીમાન દાદાભાઇની સર્વે શક્તિઓને તેજસ્વી રાખે અને તેમને સુખી રાખી દીર્ઘાયુષ્ય અર્પે.

([illegible] ૧૯૦૮) કાર્ડ સાઇઝ ૪।×૩।



## કીંમત માત્ર રૂ. ૩

ફોટોગ્રાફ પાડવાના

# છુપા કેમેરા.

ગમે તે માણસની તસ્વીર, ગમે તે સખ્સ, તે ધણીને
ખબર પડવા દીધા વિના પણ આ કેમેરામાં
ઉતારી શકે છે.

દોડતી ગાડી, ઉડતું પક્ષી, વીગેરેનો સહેલાઇથી ફોટો
લઇ શકાય છે. એમાં શીખવાની કડાકુટ નથી.
હમો ને ખરીદનારને તેની સંપુર્ણ રીત ઘેર બેઠે
શીખવી શકીએ છીએ. ઘણા લોકો આ કેમેરા
રૂ. ૧૦ થી ૧૫ સુધી વેચે છે.

**પણ તેની ખરી કીંમત માત્ર રૂ. ૩) છે.**

અને પોસ્ટેજ જુદું.

**છોટાલાલ છગનલાલ મહાજન.**

ઠે. ઠાકુરદ્વાર રોડ,—મુંબઇ.

# ફાયદો ના કરે તો પૈસા પાછા!!

**કામ સંજીવન** બળ, બુદ્ધિ અને સૌં-
દર્યતાની વૃદ્ધિ કરનાર આ દવા થોડાજ વખતમાં
ભારે વખાણ સાથે સર્વત્ર પ્રચલીત થઇ ગઈ
છે. ગએલી જુવાની પાછી મેળવવા માટે આ
દવા જાણીતી છે. વીર્યનો ઝરો છે. લોહી સુ-
ધારક છે. કીમત રૂ. ૧).

**નામરદીનો જો કોઇ પણ ઉપાય** [illegible]
**અમારૂં**

## શંઢત્વવિનાશક

તેલજ છે. ગમે તે કારણથી ઉત્પન્ન થએલી
નામરદી માત્ર ત્રણજ દીવસમાં જડથી દુર કરે
છે. સાધારણ શીથીલતા તો પહેલેજ દીવસે દુર
થાય છે. ૨૧ દીવસના પુરા સેવનથી જીંદગી-
ભર નચીંત થવાય છે. કીંમત માત્ર રૂ. ૫)
**નમુનો જોઇએ તો રૂ૧).**

**ઠેકાણું—જે. એન. શેઠના**
**જનરલ ઓર્ડર સપ્લાયર્સ**
**કાલબાદેવી રોડ-મુંબઈ.**

# " જાદુગર "

મંત્ર, તંત્ર, તથા જાદુવિદ્યા શીખવી હોય તો રૂ. ૧-૬-૦ મોકલી જાદુગર મંગાવો. તેના વાંચનારા કહે છે કે હાથમાંથી છોડવું ગમતું નથી.

**જાદુગર ઓફીસ.**

રીચીરોડ—**અમદાવાદ.**

# કોઇ લેશો કે ?

હીસ્ટ્રીઆને વાસ્તે ખાસ તૈયાર કરાવેલી શુદ્ધ વનસ્પતીની દવા. ગોળી ૫૦ ની કીમત રૂ. ૧૫-૦-૦

**તાવની ગોળી**—એક આનાની ટીકીટ મોકલનારને મફત મોકલવામાં આવે છે. ઉપલી દવા તદન [illegible] [illegible]ને મફત આપવામાં આવે છે.

**[illegible]ભોવન જી. તાસવાલા.**

**સ્વદેશી સામાન વેચનાર તથા પુરો પાડનાર.**

રીચીરોડ—**અમદાવાદ.**

# સ્વદેશી દવાઓ.

ટુંક મુદતમાં **બીકસનની** દેશી દવાઓના ચોકસ ગુણ માટે રૂપાનો **ચાંદ** અને વિદ્વાન માણસોનાં સર્ટીફીકેટો મળેલાં છે. બીકસ-નની બે રૂપીઆની દવા લેનારને [illegible] **સુખ સાધન નામનું** રૂ.૦–૮–૦ ના કીમતનું મોટું પુસ્તક ભેટ મળશે.

## શક્તિની અકસીર દવા.

**બીકસનની ટોનીક પીલ્સ**—ધાતુવીકારનાં દરદો દુર કરી મજ-બુત શક્તિ આપે છે. કી. રૂ.૧). નં૦ ૨ રૂ. ૧|.

**બીકસન એગ્યુમીક્ષ્ચર**—પ્લેગ તથા દરેક જાતના તાપ ઉપર ઘણુંજ અકસીર છે. કી. આના બાર.

## બીકસન ગોનોરીયા ડ્રોપ્સ.

જુના હઠીલા પ્રમેહથી કંટાળી નાસીપાસ ન થતાં ફકત એક શીશી જરૂર વાપરો. કી. રૂ.૧|.

**ગોનોરીઆ પીલ્સ**—રૂ. ૦||.

ખુશબોદાર **બીકસન સરસ્વતી હેર ઓઇલ**—કેશને વધારી મગજને ઠંડક આપે છે. કી. આના ૧૨–૬

અધા આનાની ટીકીટ બીડી નામ, ગામ જીલ્લો ચોકસ લખવાથી સોનેરી શીખામણ સાથેનું પ્રાઇસ લીસ્ટ મોકલીશું.

સોલ એજન્ટ—**શા. હીરાચંદ ભીમજી.**

વીલાયતી દવા વેચનાર—ગનબાવ સ્ટ્રીટ—મુંબઈ.

# જાહેર ખબર.

સંસાર વ્યવહાર, ધંધો રોજગાર અને જીવન નિર્વાહ ચલાવવાને ખાસ જરૂરીના અને અમૂલ્ય વિ[illegible]ના મણકાથી ગુંથેલી આ "વ્યવહાર ચિંતામણી અ[illegible] જ્ઞાન [illegible]ગ્રંથમાળા" નામની મોંઘી માળા, દરેક ગુજરાતી જાણનારા[illegible] થઈ પડશે. જુદા જુદા ૧૦૮ વિષયો તેમાં સમાવેશ કરવા[illegible]; ઉપરાંત વળી વ્યાપારી જ્ઞાન આપવામાં વ્યાજ [illegible] ગણવાનો કોઠો, દસ્તાવેજની પદ્ધતિ, વીલ, ભાડ[illegible], કબાલાનામાં, પત્રવ્યવહાર, અરજી વગેરે અનેક ઉપયોગી બાબ[illegible] સા[illegible]ર સમજાવેલી છે.

પુસ્તકનું કદ રોયલ બ[illegible] પેજ [illegible]૦-૪૦૦નું થશે. કાગળ ઉંચા, સોનેરી નામવાળું પાકું પાઠું; છતાં પણ ગરીબ તવંગર સર્વેની સગવડ માટે ખર્ચના પ્રમાણમાં અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનાર માટે માત્ર રૂપિયો એકજ કિંમત રાખવામાં આવી છે. પાછળથી રૂપિયો દોઢ. વી. પી. પોસ્ટેજના [illegible] આના પડશે.

ગ્રાહકોએ પોતાનાં નામો સત્વર નોંધાવવાં: ઘણાંખરાં નામો નોંધાઈ ગયાં છે અને હવે થોડાજ વખતમાં ગ્રંથ બહાર પડશે.

નામ નોંધાવવાનું ઠેકાણું:—

રા. ભૂખણદાસ ત્રીકમદાસ પટેલ—દોરા—જીલ્લે ભરૂચ.

કતિ કલ્યાણજી ધર્મસિંહ; તાડદેવ જ્યુબિલી બાગ—મુંબઈ.

## ચસ્માની મોટી દુકાન.



# ખરા પેબલના ચસ્મા વેચનાર.

ખાસ વીલાયતથી મંગાવેલા ખરા પેબલના ચસમા અમારે ત્યાંથી ઘણાજ ઓછા ભાવથી મળે છે.

**વિલાયતમાં પાસ થયેલા આંખના ડાકટર બાળવ તરાફ નરસીંહરાય કાનુગા એલ. એમ એન્ડ એસ. અને એલ. આર. સી. પી. ને અમારે ત્યાં ડાકટરી ચસ્માની પેટીમાંથી આંખ તપાસી ચસ્માનો નંબર મફત કાઢવા માટે રોકવામાં આવ્યા છે.**

**મોતીઆના** ચસ્મા તથા કમ્પાઉન્ડ ગ્લાસ પણ અમારે ત્યાંથી દરેક જાતના મળે છે.

સદ્‌ગૃહસ્થો તથા બાનુઓની સગવડ માટે ઘેર બોલાવવાથી ડાક્તરી ચસ્માની પેટીમાંથી આંખ તપાસી ચસ્માનો નંબર મફત કાઢવામાં આવેછે.

અમારે ત્યાંથી લીધેલા **પેબલના** ચસ્માનો નંબર એક વરસ સુધી પૈસા લીધા વિના ફેરફાર કરી આપવામાં આવે છે.

એક વરસ પછી અમારે ત્યાંથી લીધેલા ચસ્મા અગર જુના **પેબલના** ચસ્માનો નંબર ફક્ત રૂપીયો એક લેઇ કાચ ફેરફાર કરવામાં આવશે.

ખાસ જૈનના સાધુ સાધવીઓના માટે નફો લીધા વિના ચસ્મા આપવામાં આવે છે.

# ચુનીલાલ મયાચંદ મહેતા.

ઠે. ત્રણ દરવાજા નં. ૩૬૧૪—**અમદાવાદ.**

દીલીવ. લાલા બીશનદયાળ ધરમદાસનો



# શુદ્ધ સાચાં

# મોતીનો સુરમો.

આંખની બળતર, ફુળતર, મગજની ગરમી, નજરોત, તેલ, આંખ, છારી, છાયા, ફુલું, પડળ, આંખમાંથી પાણીનું રવું, ચીપડા, પરવાળાં વીગેરેને મટાડે છે.

કીમત નં. ૧–૩ નો કાળો સુરમો તો. ૦। ની શીશીનો રૂ. ૦॥

તો. ૦॥ ની શીશીનો રૂ. ૧

નં. ૪ નો પીળો સુરમો તો. ૦। ની શીશીના રૂ. ૦॥

તો. ૦॥ ની શીશીનો રૂ. ૧

નં. ૫ નો ધોળો સુરમો તો. ૦। ની શીશીના રૂ. ૦॥

નં. ૬ નો લાલ સુરમો શીશી ૧ નો રૂ. ૦॥।

☞ આંજવાની સળી શીશી સાથે મળશે.

બનાવનાર તથા વેચનાર

## લાલા બીશનદયાળ ધરમદાસ અત્તરવાળા.

નં. ૩૫૫૩ અમદાવાદ.